અ૦ ભા૦ શ્રી. શ્વે. સ્થાનકવાસી જૈન

# કૉન્ફરન્સની ચડતી-પડતીનો ઇતિહાસ

卐

: લેખક :

ત્રિભુવન વીરજીભાઈ હેમાણી-જેતપુર

卐

: પ્રકાશક :

જીવણલાલ છગનલાલ સંઘવી-અમદાવાદ

કિંમત : ૦-૯-૦

અખિલ ભારતવર્ષીય શ્રી શ્વે. સ્થાનકવાસી જૈન

# કૉન્ફરન્સની ચડતી-પડતીનો ઇતિહાસ

જેમાં

સદરહુ કૉન્ફરન્સનાં સને ૧૯૦૬ થી ૧૯૪૧ સુધીનાં દશેય અધિવેશનો પર એક 'ઊડતી નજર' રૂપે કરાયેલું વિહંગાવલોકન આપવામાં આવ્યું છે.


લેખક :

**ત્રિભુવન વીરજીભાઇ હેમાણી**


卐


પ્રકાશક :

**જીવણલાલ છગનલાલ સંઘવી**

'સ્થાનકવાસી જૈન' કાર્યાલય.

**અમદાવાદ.**

પ્રથમાવૃત્તિ ] નકલ ૧૦૦૦ [ ઈ. સ. ૧૯૪૧

**કિમ્મત : નવ આના**

ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

સદ્દગત વા. મો. શાહના

પુણ્યાત્માને

વંદનપૂર્વક

અર્પણ

ત્રિ. ચી. હેમાણી





રળિયાતબાઇ ઝવેરચંદ

જન્મ : સંવત ૧૯૦૬

અવસાન : સંવત ૧૯૯૭ ચૈત્ર શુદ ૧૧

તા. ૮ મી એપ્રીલ ૧૯૪૧ મંગળવાર

# આભાર-પત્ર

**શ્રીમાન ચંદુલાલ ગુલાબચંદ દેશાઈ,**

**મોરબી.**

આપ સાત સાત વર્ષ થયાં મ્હારાં 'સ્થાનકવાસી જૈન' પત્રના ચાલુ ગ્રાહક રહી, સમાજના પત્રને પ્રોત્સાહન આપવા ઉપરાંત, અવાર-નવાર ધાર્મિક પુસ્તકો મંગાવી જૈનધર્મ પ્રત્યેનો આપનો પ્રેમ બતાવી આપો છો, એટલું જ નહિ પણ આપ આપણી સ્થા. જૈન કોન્ફરન્સની કાર્યવાહીનું પરોક્ષ નિરીક્ષણ કરી સમાજોન્નતિ માટે વગશ ધરાવો છે. એવું મેં જાણ્યું ત્યારે આપની વધુ મુંગી સેવા જાણવાની મ્હને જીજ્ઞાસા થઈ ત્યારે મેં જાણ્યું કે, આપ આપના મૂળ વતન 'વવાણીયા'ના સેવા-સમાજના પેટ્રન છો, દુષ્કાળ વખતે તે સેવાસમાજદ્વારા ગરીબોને અન્ન વસ્ત્રાદિની મદદ આપી આપે દ્રવ્યનો સારો સદુપયોગ કર્યો હતો, તથા આપના બંધુના સ્મારકરૂપ વવાણીયામાં હાલ 'શ્રી વિકમચંદ ફ્રી લાયબ્રેરી' ચાલે છે. આ ઉપરાંત કવિવર્ય શ્રી નાનચંદ્રજી મ. વિરચિત 'પ્રાર્થના પદ' પુસ્તકની ચોથી આવૃત્તિમાં આપે કિંમતી સહાય આપી છે. આ બધી આપની શુભ પ્રવૃત્તિઓ જાણી, 'કોન્ફરન્સ ઇતિહાસ' નામક આ પુસ્તકની કેટલીક નકલો લેવા વિષેનો માત્ર એક જ પત્ર આપને લખતાં આપે આપનાં સ્વ. પૂ. માતુશ્રી રળીયાતબાઈના પુણ્ય-સ્મરણાર્થે આ પુસ્તકની ૧૫૧ નકલ ખરીદી મ્હારાં પ્રકાશનકાર્યને વેગ આપ્યો છે તે બદલ હું આપનો આભાર માનવાની મારી આંતર્ લાગણી રોકી શકતો નથી. સાથે સાથે આશા રાખું છું કે, આપદ્વારા સમાજ ધર્મ અને ધર્મ સાહિત્યની સેવા વધુ ને વધુ થતી રહે.

શ્રાવણ શુદ ૫ સોમવાર,<br>૧૯૯૭<br>પંચભાઈની પોળ, **અમદાવાદ**

હું છું આપનો શુભેચ્છક

**જીવણલાલ સંઘવી.**

# . . . સાંકળિયું . . .

પૃષ્ઠ




મુદ્રક : કેશવલાલ સાંકળચંદ શાહ

ધી વાસવિજય પ્રી. પ્રેસ, સલાપોસ ક્રોસ રોડ—અમદાવાદ

આ પુસ્તકના લેખક

અને

'સ્થાનકવાસી જૈન'ના ખાસ લેખક



શ્રી ત્રિભુવન વીરજીભાઈ હેમાણી--જેતપુર

આ અને બીજા અનેક પુસ્તકોના પ્રકાશક,
બીકાનેર અને અજમેર અધિવેશનના ગુજરાતના પ્રચારક
અને 'સ્થાનકવાસી જૈન'ના સંપાદક



જીવણલાલ છગનલાલ સંઘવી—અમદાવાદ

# શ્રી. શ્વે. સ્થા. જૈન કૉન્ફરન્સના
# અધિવેશનોનો ઇતિહાસ



## ૧
## પ્રાસ્તાવિક

**સુપ્રસિદ્ધ** ચિંતક તેમજ ફિલ્સૂફ **વાડીલાલ મોતીલાલ શાહે** સાચું જ કહ્યું છે કે જોવા–જોવાના અનેક ભેદ છે અને તેમાં પણ મુખ્ય ભેદ બે છે : એક 'ગાડરદૃષ્ટિ' અને બીજો 'ગરુડદૃષ્ટિ.' ચિંતકો તેમજ ફિલ્સૂફો પહેલી દૃષ્ટિને 'છીછરી વ્યવહાર દૃષ્ટિ' અને બીજીને 'ઉંડી નિશ્ચય દૃષ્ટિ' તરીકે ઓળખાવે છે. તેઓ સત્ય જ કહે છે કે 'ગાડર દૃષ્ટિ'વાળો મનુષ્ય જમીન પરના તેમજ 'ઉંચે' બનતા વિવિધ બનાવો જુએ છે અને તેનું વર્ણન આપવા પ્રયત્ન કરે છે, જ્યારે 'ગરુડ દૃષ્ટિ'વાળો અવલોકનકાર તો પહાડ પર કે ખુલ્લા અવકાશમાં ઉભો રહીને 'નીચે'ની 'જમીન' પર બનતા બનાવો જુએ છે અને તેનું વર્ણન આપે છે. એટલો જ માત્ર તફાવત એ બે દૃષ્ટિઓ વચ્ચે છે એમ નથી, પરન્તુ એ બન્ને પ્રકારના 'જોવા'માં જબ્બર અંતર (gulf) રહેલું માલૂમ પડે છે. પહેલા પ્રકારનાં અવલોકનમાં નાની નાની નિર્માલ્ય બાબતોને, બનાવોને તેમજ ઘટનાઓને પણ જુદા જુદા સ્વાંગ પહેરાવી મોટા રુપમાં દેખાડવામાં આવેલ હોય છે. એમ કરવામાં એ અવલોકનકાર ગૌરવ સમજતો હોય છે, કારણ કે 'ગાડર

દૃષ્ટિ'વાળા રિપોર્ટરની દૃષ્ટિ મર્યાદા વિસ્તૃત નહિ પણ અતિશય મર્યાદિત હોય છે. તેને લઇને તેમજ કોઈ પણ બનાવની જોડે કે વ્યક્તિનાં વિવિધ વર્ત્તનની સાથે સંકળાયેલી આગળ પાછળની 'ચીજો' તેમજ 'સંજોગો'ને તુલનાત્મક દૃષ્ટિએ જોવાની ટેવ ન હોવાને પરિણામે એવા અવલોકનકારને નાની નાની 'ચીજો' તેમજ વ્યક્તિઓ પણ મોટી, સુંદર તેમ જ આકર્ષક લાગે અને તેમાં જ તેમનું સઘળું લક્ષ રોકાઈ રહે એ સમજી શકાય તેવું છે. તેમ બને તેમાં કાંઈ આશ્ચર્યને સ્થાન હોવું ન જોઈએ—એમ બને તે તદ્દન સ્વાભાવિક છે.

બીજી બાજુએ 'ગરુડ દૃષ્ટિ'વાળો લેખક તો નિર્માલ્ય બાબતો તેમજ બનાવો અને વ્યક્તિઓ તરફ નજર સરખી ફેંકવામાં પોતાનું પતન સમજે છે અને તેથી તેની દૃષ્ટિ તો હરહંમેશ 'ઉપયોગિતા'ને તેમજ 'પ્રગતિ'ને ઢુંઢતી રહે છે. પરિણામ એ આવે છે કે 'ગાડરદૃષ્ટિ'વાળાઓ જે બનાવો તેમજ ઘટનાઓ કે વ્યક્તિઓને મહત્તાપૂર્ણ કે આશ્ચર્યજનક ફત્તેહરુપ વર્ણવે છે તે જ બનાવોને 'ગરુડ દૃષ્ટિ'વાળો ચિંતક કે ફિલસૂફ 'છીછરા', અફસોસજનક કે નિરાશાપ્રેરક દૃશ્ય તરીકે ઓળખાવે છે અને તેની કદરુપતાને નગ્ન સ્વરુપે જનસમાજ સમક્ષ મૂકતાં તે થોડોસો પણ અચકાતો નથી. પરિણામ એ આવે છે કે એવી એ બે પ્રકારની દૃષ્ટિઓનાં અવલોકનોને લીધે જનસમાજ તો વિચારને ઝોલે ચઢી જતો માલૂમ પડે છે અને 'ગાડરદૃષ્ટિ'ને વરેલી એ જનતાને મન એ 'ગરુડ દૃષ્ટિ'ની મદદ વડે કરાયલું લખાણ ડંફાશ ભરેલું, કે તોછડાઈવાળું લાગે તો તેમાં નવાઈ જેવું કંઈયે નથી.

એ પ્રમાણે એ 'ગાડર'ની તેમજ 'ગરુડ'ની દૃષ્ટિઓ તદ્દન ભિન્ન હોય છે, જો કે એ બન્ને પોત પોતાનાં ક્ષેત્રમાં તદ્દન સ્વાભાવિક પણ હોય છે. અંગ્રેજી ભાષામાં આ 'ગરુડ દૃષ્ટિ'ને 'Birds' 'eye-view' એટલે 'પક્ષીની નજરે જોવાતાં દૃશ્ય'રુપે ઓળખાવવામાં આવે છે. એને આપણી ભાષામાં 'વિહગાવલોકન' પણ

કહી શકાય. તે શબ્દ ઉપર જણાવેલા ‘ઉંચે’ ચઢીને કરાતાં અવલોકનને તંતોતંત લાગુ પડે છે એમ કહીએ તો તેમાં કંઇ ખોટું નથી. એમ હોવાથી આ લખાણનું શિરોનામ **‘વિહુગાવલોકન’** રાખવાનું પસંદ કરવામાં આવ્યું છે. અલબત્ત, તેમાં ‘ગાડર દૃષ્ટિ’ને કેટલે અંશે તજી દેવામાં આવી છે અને ‘ગરુડ દૃષ્ટિ’ને અપનાવવા માટે કેટલી હદનો પ્રયત્ન સેવવામાં આવ્યો છે તે મનનપૂર્વક વાંચી શકનાર પ્રત્યેક વ્યક્તિ સમજી શકે એવી સાદી વાત માત્ર છે. ‘ગાડર’ની ભૂમિકા પર રહેલી પ્રત્યેક વ્યક્તિએ સ્વપ્રયત્નો વડે ‘ગરુડ દૃષ્ટિ’ને પહોંચવા સારુ અવિરત પ્રયત્નો સેવવા જોઇએ અને એવું કરવાની ખ્વાએશ ધરાવનાર સાધુ કે શ્રાવક, જ્ઞાની કે અજ્ઞાની, રંક કે તવંગર ખરેખર પ્રગતિના રાજમાર્ગ પર ચઢી ચૂકયો છે એમ કહેવામાં અતિશયોક્તિ જેવું કંઈ યે નથી.

અવલોકનના ઉક્ત બન્ને દૃષ્ટિબિંદુઓને સાચી રીતે સમજી શકનારી વ્યક્તિને સ્પષ્ટ રીતે જણાઈ આવશે કે **અખિલ ભારતવર્ષીય શ્વેતામ્બર સ્થાન**કવાસી **જૈન** કૉન્ફરન્સના જુદાં જુદાં અધિવેશનોના ભૂતકાળના ઇતિહાસમાંથી પ્રેરણા મેળવવા ઈચ્છનારે ‘ગાડર દૃષ્ટિ’ને વધુમાં વધુ અંશે તિલાંજલિ આપીને બની શકે ત્યાં સુધી ‘ગરુડ દૃષ્ટિ’એ અવલોકન કરવાની ટેવ પાડવી જોઇશે. તદ્દન ‘ગાડર દૃષ્ટિ’ની મદદ વડે લખાયલા એ કોન્ફરન્સના ભૂતકાળના કેટલાંય અવલોકનોએ એ અધિવેશનના ‘જલસાઓ’ને દબદબાવાળા ભવ્ય મેળાવડાઓ તેમજ ફત્તેહરુપ સંમેલનો તરીકે ઓળખાવેલાં છે અને તે રીતે તેનાં ‘ગીતડાં’ પણ પુષ્કળ પ્રમાણમાં ગવાયાં છે; પરન્તુ ‘ગરુડ દૃષ્ટિ’એ અવલોકન કરવાની ટેવ પાડવાની ઇચ્છાવાળી વ્યક્તિઓને એ અધિવેશનોના મેળાવડાઓ કોઈ જુદા જ સ્વરુપમાં જણાયા હોય તો તેમાં એ અવલોકનારનો વાંક ન ગણાવો જોઇએ–માત્ર તેમના દૃષ્ટિબિંદુઓનો જ ફેર છે એ વાત સમજાઈ જવી જોઇએ. અને તેથી એ મતભેદને વિરોધ કે દુશ્મનાવટ તરીકે લેખતાં પહેલાં વ્યાપક દૃષ્ટિએ એ વસ્તુને

વિચારવાનો પ્રયત્ન કરવો જોઈએ. એવાં જ કોઈ દષ્ટિબિંદુને લક્ષમાં રાખીને **અખિલ ભારતવર્ષીય શ્વેતામ્બર સ્થાનકવાસી જૈન કૉન્ફરન્સનાં** દશેય અધિવેશનોને અવલોકવાનો આ નમ્ર પ્રયાસ માત્ર કરવામાં આવ્યો છે એ સૌ કોઈએ નોંધી લેવું ઘટે છે. એ જ કારણ છે કે અવલોકનકારના ઉપર જણાવેલાં જુદાં જ દૃષ્ટિબિંદુને પરિણામે આ લખાણનું તારણ કેટલાકને ભયંકર કટાક્ષ રુપ લાગશે, બીજાઓને અભિમાનપ્રેરિત જણાશે અને થોડાકો તેને અપમાનજનક પણ ગણશે એ વાત આ લખતી વખતે જ લખનારનાં લક્ષમાં બરાબર છે. પરન્તુ કોઇને એમ લાગે કે તેમ લાગે તે તરફ લક્ષ આપવાનો આ લખાણનો હેતુ નથી. એથી ઉલટું આ લખાણનો હેતુ જુદો જ છે: આપણી એ કૉન્ફરન્સનાં દશે અધિવેશનના ઇતિહાસને કોઈ જુદી જ દૃષ્ટિએ એટલે કે પ્રગતિને ઢુંઢનારી દૃષ્ટિએ અવલોકવાનો અલ્પ પ્રયાસ કરીને એ દ્વારા કંઇક પ્રેરણા મેળવવાનો અને જનતાને પ્રેરણા મળે તેવું કરવાનો આશય અલબત્ત આ લખાણ પાછળ છુપાયલો છે. એવી પ્રેરણા જો મળવા પામે તો **સ્થાન**કવાસી **જૈનો**ના સમસ્ત સંઘમાં ઘર કરી રહેલી શિથિલતા રુપી જળોનાં અસ્તિત્ત્વનું ભાન ચતુર્વિધ સંઘની વિચાર કરી શકે એવી પ્રત્યેક વ્યક્તિને થવા પામે ખરું અને એવાં ભાનને પરિણામે કર્તવ્યના પંથે ચઢીને સમાજ રુપી શરીર પર જામી ગએલી એ શિથિલતાના ભયંકર પોપડાઓને દૂર કરવાનાં કાર્યમાં જનતા કંઈક અંશે પણ ફળીભૂત થવા પામે એ જ આ લખાણનો પ્રેરક હેતુ છે. એ સિવાય બીજો કશો આશય આ લખાણની પાછળ છૂપાયલો હોવાની શંકા કે કુશંકા કોઈ રખે કરે. ટુંકી ને ટચ વાત તો એટલી જ છે કે આ લખનારે કૉન્ફરન્સનાં વિવિધ અધિવેશનોના ભૂતકાળને અભ્યાસ્યો, એ કૉન્ફરન્સની ચઢતી-પડતીના કેટલાક તબક્કાઓનો સૂક્ષ્મ ખ્યાલ એ અભ્યાસ દ્વારા તેણે કર્યો અને પરિણામે વિચારમંથને ચઢેલાં તેનાં ચિત્તમાં કેટલીક મથામણને અંતે જે કંઇ સ્ફુરી આવ્યું તે આ લખાણ દ્વારા રજુ

કરવામાં આવ્યું છે. તે કોઈને રાજી રાખવા કે નારાજ કરવા અથવા તો કોઇની ખુશામત કરવા કે કોઈની નાલેશી કરવા માટે લખાયું નથી એ વાતની સૌ કોઈ ખાત્રી રાખે. માત્ર સમાજની પ્રગતિના અભ્યાસના એક અંકોડા રુપે જ આ લખાણને સમજવાનું છે અને એ દૃષ્ટિએ જ જનતા સમક્ષ તેને ધરી દેવાની લેખકની ખ્વાએશ છે, એટલું જ જો ધ્યાનમાં રાખીને તેને વાંચવામાં આવશે તો વાચકનાં ચિત્તમાં કોઈ પણ બનાવ કે ઘટનાને જોવાની સાચી દૃષ્ટિ યોગ્ય વખતે ઊગી આવશે, એટલું જ નહિ પણ લેખકનો આશય પણ કંઈક અંશે સફળ થયો ગણાશે તેમજ તેણે લીધેલી મહેનત લેખે લાગશે.

*

**સા**થોસાથ એક વાત ઓર કહી લઉં ! આ લખાણને પ્રસ્તુત સ્વરુપમાં લખી શકવાની તાકાત સદ્દગત કર્મવીર **વાડીલાલ મોતીલાલ શાહ**ની સાથેના ટુંકા સહવાસને પરિણામે આ લખનારને પ્રાપ્ત થઈ છે એમ તેનું માનવું છે. અને એ પ્રખર જૈન વિચારકનાં જીવન તેમજ કવનના સતત અભ્યાસને પરિણામે સ્પષ્ટ રીતે જણાયું છે કે **અખિલ ભારતવર્ષીય શ્વેતામ્બર સ્થાનકવાસી જૈન કોન્ફરંસનો ઇતિહાસ** એટલે **એક રીતે કહીએ તો** એ **વાડીલાલ શાહ**નો તેમનાં જીવન-કર્તવ્ય ( Mission )ને યથાશક્તિ પાર પાડવાનો પ્રયત્ન. એ વીર પુરુષને **સ્થાનકવાસી જૈનો**ની સેવા કરવાના પોતાના અભિલાષને મૂર્ત સ્વરુપ આપવા ખાતર પત્રકારના તખ્તા પર ‘નાચવા’નું પસંદ કર્યું હતું અને એક સાચા પત્રકારને શોભે એવો પાઠ ભજવવા ખાતર, તેણે ‘ગાડર દૃષ્ટિ’ને સમૂળગી તિલાંજલિ આપીને સખત તેમ જ સતત જહેમત દ્વારા ‘ગરુડ દૃષ્ટિ’ને ઘણા જ મોટા પ્રમાણમાં અપનાવી હતી. અને એ દૃષ્ટિએ કેટલીયે અનોખી વિચારણાઓ, મંથનો તેમજ મંતવ્યો **સ્થાનકવાસી જૈનો** સમક્ષ ધરી દેવામાં તેમનાં જીવનનાં કેટલાંય અમૂલ્ય વરસો તેણે પસાર કર્યાં હતાં. પરન્તુ અફસોસનો વિષય તો એટલો જ છે કે એ ચિંતકની સાચી કદર તેનાં જીવન દરમિયાન

તો થવી બાજુએ રહી, પરન્તુ તેમના સ્વર્ગવાસ પછી પણ થતી નથી એ એક બલિહારી જ છે. એવી અવગણનાનો તાજો જ દાખલો દશમ અધિવેશનના સ્વાગત પ્રમુખ મહાશયે પૂરો પાડયો છે. તેમનાં એ ભાષણમાં ઘાટકોપરમાં ભૂતકાળમાં થઈ ગયેલી અને હજુ પણ વસવાટ કરીને રહેલી કોઈ કોઇ વ્યક્તિઓની નોંધ લીધી છે, પરન્તુ ખુદ સ્થાનકવાસી જૈન કોન્ફરંસની સ્થાપનામાં જેણે સારો સરખો ભાગ ભજવ્યો હતો,[1] એમ કરવા માટે તેમનાં 'જૈનહિતેચ્છુ'માં પુષ્કળ ઉહાપોહ તેમજ માર્ગસૂચનો જેણે વખતો વખત રજુ કર્યાં હતાં. જેનું એ 'જૈનહિતેચ્છુ' પૂરા એક દશકા સુધી ઘાટકોપરમાંથી જ પ્રગટ થતું રહ્યું હતું, અને જેણે ઘાટકોપરને પોતાના વસવાટ તરીકે સ્વીકારીને તેમનાં જીવનનો લગભગ ચોથો ભાગ ત્યાં જ પસાર કર્યો હતો. એવા એ વાડીલાલ શાહના નામનો ઉલ્લેખ પણ સ્વાગત પ્રમુખના ભાષણમાં ન હોય એને સમાજનું એક દુર્ભાગ્ય જ ગણવું કે બીજું કંઈ? અરે, બીજા કશા ખાતર નહિ પણ એક પ્રખર સ્થાનકવાસી જૈન પત્રકારે અગર તો બિકાનેરના અધિવેશનના પ્રમુખે ઘાટકોપરમાં તેનાં જીવનનાં અમૂલ્ય વરસો વીતાવ્યાં હતાં એટલો ઉલ્લેખ માત્ર કર્યો હોત તો પેલા સુજનજીના 'શ્રી' અને 'સરસ્વતી' વચ્ચેના જુના કજીયાને થોડીસી પણ આંચ આવત નહિ. ખેર! એ જે હો તે હો! આ એક માત્ર આડકથા જ થઈ. મારે કહેવાની વસ્તુ તો એટલી જ છે કે એ વા. મો. શાહની દૃષ્ટિએ જ આ લખાણ રુચી પ્રયાસ કરવાનું હાથ ધર્યું છે એ શરુઆતમાં જ જણાવી દેવું આવશ્યક સમજું છું. આમ હોવાથી આ લખાણમાંથી સમાજમાંની થોડીક વ્યક્તિઓને પણ સમાજના ઉદય માટે થોડીસી પણ પ્રેરણા મળવા પામશે તો તેનો સઘળો યશ એ વિચારક વાડીલાલના ફાળે જાય એમ છે એવું મારું અધીન મંતવ્ય છે.

*

૧ જુઓ કોન્ફરંસ ઓફિસે પ્રકટ કરેલો 'શ્રી મોરબીમાં ભરાયેલી પ્રથમ શ્રી શ્વેતામ્બર સ્થાનકવાસી જૈન કોન્ફરંસનો રિપોર્ટ : પૃષ્ઠ ૧૦

છેડાની વાત તરીકે એટલું કહી લેવાની જરૂર છે કે આ લખાણને તૈયાર કરવામાં નીચે જણાવેલાં પુસ્તકો, રિપોર્ટો, અહેવાલો તેમજ પત્રોની ફાઇલોનો છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો છે એ જણાવી દેવું આવશ્યક છે. એ સઘળાં મળવા પામ્યાં ન હોત તો આ લખાણ લખવામાં કેટલીક હકીકતને અભાવે ધાર્યો આશય ફળીભૂત થવા પામત નહિ એ સ્પષ્ટ જ છે. ખરેખર, એ પુસ્તક–પુસ્તિકાઓ તેમજ પત્રોનો તથા પ્રકાશક બંધુઓનો મારે આ સ્થળે અહેશાન જાહેર કરવો જ જોઇએ–એટલા ઋણસ્વીકાર વગર આ પ્રયત્ન અધૂરો તેમજ પાંગળો જ ગંણાત એમ હું માનું છું:—

૧. જૈન હિતેચ્છુ [ વાડીલાલ શાહ ] સને ૧૮૯૮ થી ૧૯૨૧
૨. જૈન સમાચાર [ ,, ,, ] સને ૧૯૦૬ થી ૧૯૧૨
૩. શ્રાવક [ મોહનલાલ મહેતા ] સને ૧૯૦૪ થી ૧૯૦૮
૪. જૈનોદય [ નાગરદાસ શાહ ] સને ૧૯૬૨
૫. કોન્ફરંસ પ્રકાશ : સને ૧૯૧૨–૧૩
૬. જૈનપ્રકાશ : છુટક અંકો
૭. જૈન જાગૃતિ [ ડાહ્યાલાલ મહેતા ] પુસ્તક પહેલું
૮. ઐતિહાસિક નોંધ [ વા. મો. શાહ ]
૯. શ્વે. સ્થા. જૈન કોન્ફરંસના વિવિધ અહેવાલો તથા વાર્ષિક રિપોર્ટો.

સાથોસાથ કોન્ફરંસ ઓફિસના હાલના સંચાલક મહાશયોનો પણ જાહેર રીતે આભાર માનવાની આ તક મારે લેવી જોઈએ અને તે એટલા ખાતર કે તેમણે ઉપર જણાવેલા અહેવાલો તેમજ રિપોર્ટોની ખાસ ‘ ઓફિસ કોપી ’ ની નકલો આ લખાણના ઉપયોગ સારું વિના સંકોચે ધીરવાનુ સૌજન્ય દાખવ્યું છે. ખરેખર હું તેમનો અહેશાનમંદ છું.



૨

# પૂર્વભૂમિકાનું દિગ્દર્શન

**અ**ખિલ **ભા**રતવર્ષીય શ્વેતામ્બર **સ્થા**નકવાસી જૈન કોન્ફરંસના[1] વિવિધ અધિવેશનો પર એક 'ઉડતી નજર' ફેંકવાની શરુઆત કરતાં પહેલાં એ કોન્ફરંસ સ્થપાઇ તે પહેલાંના જૈનોના ભૂતકાળના ઈતિહાસ પર દૃષ્ટિ દોડાવવાની જરૂર છે; અને તે કાર્ય આ 'પૂર્વભૂમિકાનું દિગ્દર્શન'માં કરી લઇએ એ વધુ ઇચ્છવાયોગ્ય છે. પરન્તુ તેમ કરવા સારુ સાધનોની વિપુલતા તો બાજુએ રહી પરન્તુ અલ્પતા હોવાને કારણે ધાર્યું પરિણામ લાવી નથી શકાયું એ ધ્યાનમાં રાખવા જેવું છે.

ઈતિહાસના અભ્યાસીઓને સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે જૈનધર્મ અને જૈનો સંબંધી સમસ્ત **ભા**રતવર્ષમાં તો ઠીક, પરન્તુ દુનિયાભરમાં કેટલીયે ગેરસમજૂતો તેમજ ભ્રાન્તિઓ ફેલાયલી છે અને તે એટલે સુધી કે ખુદ એ ધર્મનાજ જુદા જુદા ફીરકાઓ અને સંપ્રદાયોમાંજ જ્યાં એકબીજા પ્રત્યે કાદવ ઉડાડવાની જ અથવા તો એકબીજા ગચ્છની અવગણના તેમજ અવહેલના જ કરવાની વૃત્તિ રાજ કરી રહી હોય ત્યાં પછી જૈનેતરો આપણા એ સનાતન જૈન

---

૧. હવેથી આ પુસ્તિકામાં જ્યાં જ્યાં કોન્ફરન્સનાં નામનો ઉલ્લેખ કરવામાં આવશે ત્યાં ત્યાં 'અ. ભા. શ્વે. સ્થા. જૈ. કોન્ફરંસ' એ પ્રમાણે ટુંકાક્ષરો વપરાશે. લેખક

ધર્મનું સાચું રહસ્ય ન સમજી શકે કે સમજવા પ્રયત્ન પણ ન કરે તો તેમાં આશ્ચર્યને ઓછું જ સ્થાન હોય એ સ્પષ્ટ છે. વસ્તુસ્થિતિ આવી હોય ત્યાં એ ભિન્ન ભિન્ન સંપ્રદાયો તેમજ ફીરકાઓમાંથી કયા ક્યાની માન્યતાઓ ભગવાન મહાવીરનાં શાસનને વધુમાં વધુ અનુરૂપ છે એ બાબતની ચર્ચા પણ આજે તો નિરુપયોગી જણાય એ તદ્દન સમજી શકાય તેવું છે. છતાં પણ એટલું તો અવશ્ય નિર્વિવાદ છે કે, ભગવાન મહાવીરના અનુયાયીઓ શિથિલતાની હદ છાંડી ગયા હતા તેવે સમયે અમદાવાદમાં મહાપુરુષ શ્રી લોંકાશાહે સમાજનાં હૃદયમાં ઘર કરી રહેલી શિથિલતા સામે 'બેઠો બળવો' પુકાર્યો હતો અને જનતાને સાચી સમજણનાં ચક્ષુ આપવા પ્રયત્ન કર્યો હતો. એ પરમ ઉપકારી પુરુષના ભગીરથ પ્રયત્નોને પરિણામે તેની 'દૃષ્ટિ'ને સ્વીકારનારા જૈનો પોતાને 'સ્થાનકવાસી' કે 'સાધુમાર્ગી' જેવાં સૂચક નામથી ઓળખાવવા લાગ્યા હતા. ઇતિહાસની આટલી હકીકત સામે કોઈથી આંખ આડા કાન કરી શકાય તેમ નથી. એ લોંકાશાહ કેવા કેવા પ્રયત્નો દ્વારા પોતે જગાવેલા 'બેઠા બળવા'ને વિજયના રૂપમાં ફેરવવામાં ફતેહમંદ થયા હતા, કેવી કેવી મુશીબતોના ખાડાટેકરાઓ પસાર કરીને પોતાની ટેકને તેમજ મંતવ્યને વળગી રહેવાને કેટલી હદ સુધીની મથામણ કરી હતી વગેરે વગેરે ઇતિહાસની લાંબી લાંબી વાતોને પહોંચી વળવાનું એક 'ઉડતી નોંધ' રૂપે લખાતાં આ વિહગાવલોકનમાં બની શકે એ સંભવિત નથી. તેથી એ મહાપુરુષનાં નામનો તેમ જ તેમનાં પવિત્ર જીવનકાર્યનો માત્ર ઉપરછલ્લો ઉલ્લેખ કરીને આગળ વધવું વધુ ઉચિત ગણાશે.

કોઈએ સાચું જ કહ્યું છે કે ઇતિહાસની ચર્ચામાં પુનરાવર્તનનો સિદ્ધાંત રાજ કરે છે એટલે ઇતિહાસની વિવિધ ઘટનાઓ એક યા બીજા સ્વરુપે અવારનવાર ફરી ફરીને બન્યા જ કરે છે. એ ન્યાયે શ્રી લોંકાશાહના અનુયાયીઓમાં પણ કાળે કરીને શિથિલતાએ વાસો કર્યો અને ધર્મદ્યોતની વસ્તુ પર ફરી એકવાર અંધાર પછેડો પડ્યો

ત્યારે ધર્મસિંહજી, લવજીઋષિ અને ધર્મદાસજી જેવા મહાપુરુષોએ જૈનધર્મ રૂપી દેહમાં પડતર બની જવા પામેલાં લોહીને, ફરી જુસ્સો આપવા સારુ તેમજ લાગણીહીન બની ગયેલા મનુષ્યોમાં ફરીને સ્વધર્માભિમાની લોહી રેડવા માટે સતત પ્રયત્નો કર્યા હતા અને એ રીતે સમાજના ઉદય ખાતર પૂરતી જહેમત ઉઠાવી હતી. એ જહેમતને પરિણામે જૈનધર્મનાં બંધિયાળ બની જતાં જળમાં ફરી નવાં તેમજ તાજાં સ્વચ્છ પાણીનું સિંચન કરવામાં એ ત્રણે મહાપુરુષો પોતપોતાની રીતે ફળીભુત થયા હતા. એ ઐતિહાસિક ઘટના તરફ અંગુલિ–નિર્દેશ કરવો એટલું જ આંહિ બસ થશે.

પરન્તુ પરિણામ જુદું જ આવ્યું. જૈનોની જાહોજલાલીના આથમતા યુગનાં પગરણ એ સમયે મંડાઈ ચૂક્યાં હતાં એટલે એ મહાપુરુષોએ પાઠવેલા ઐક્ય તેમજ સંગઠનના પેગામ તરફ જનતાએ ‘બહેરા કાન’ કર્યા અને વખતના વહેવા સાથે જૈનોની સંસ્કારિતાએ બાહ્ય દેખાવમાં ઘણો જ નિષ્પ્રાણ સ્વાંગ ધારણ કર્યો. એ આથમતા યુગની સાબીતી એટલા પરથી જ મળે છે કે ઉક્ત ત્રણે મહાપુરુષો સમકાલીન હતા અને એક જ ધ્યેયને એ ત્રણે યે જીવન સમર્પણ કર્યું હતું, છતાં પણ તેઓ હાથ સાથે હાથ મિલાવી શક્યા નહિ અને ઐક્યની મડાગાંઠ રચી શક્યા નહિ. તેઓ તો જીવનભર વિવિધતામાં રાચી રહ્યા અને તેની અસર સમાજ પર ઘણા જ મોટા પ્રમાણમાં થવા પામી. પરિણામ એ આવ્યું કે સમસ્ત **સ્થાન**કવાસી **જૈન સંઘ** ભિન્ન ભિન્ન સંપ્રદાયો, સંઘાડાઓ તેમજ ફીરકાઓમાં વહેંચાઈ ગયો. અલબત્ત, તાર, ટપાલ, રેલ્વે અને એરોપ્લેનના આ યુગમાં સમાજના સંગઠન માટે જે પ્રકારની સગવડ આજે સહેલાઈથી મળી શકે તેમ છે તેવી કોઈ જાતની સગવડ એ જમાનામાં પ્રાપ્ત થઈ શકે તેમ ન હોવાથી જુદા જુદા પ્રદેશમાં વિચરનારા સંતપુરુષોએ પોતપોતાની નિગહબાની નીચે નવાં સંઘાડા કે નૂતન સંપ્રદાય સ્થાપવાની નૈતિક હિમત સમજણપૂર્વક દાખવી હોય એ બનવા જોગ છે, પરન્તુ

વખત જતાં પરિણામ એ આવ્યું કે એ રીતે સ્થપાયેલા સંઘાડાઓ અને સંપ્રદાયોની વચ્ચે રહેલી સંગઠનની દોરી તૂટી ગઈ અને વિવિધતામાં ઐકયની વસ્તુ જ રહેવા પામી નહિ. એ બાબતનો સારો સરખો ખ્યાલ આપે એવી એક કંડિકા વિચારક વાડીલાલે પાંત્રીસ વર્ષ પહેલાં લખી હતી તે હજુ આજે પણ તેટલી જ ઉપયોગી જણાશે એમ સમજી અહીં ઉતારી લેવી ઉચિત ગણી છેઃ–

"'**સ્થાન**કવાસી' અથવા '**સાધુમાર્ગી**' **જૈન**ધર્મ જ્યહારથી પુનરુત્થાન પામ્યો–જ્યહારથી **જૈન**ધર્મનો આ બીજો અવતાર હવા ખાતો થયો ત્યહારથી તે આજ સુધીમાં કોઈ વખતે એ ધર્મ જાહોજલાલીમાં હતો જ નહિ; અરે એને માટે કશું બંધારણ જ નહોતું. યતિઓથી જુદા પડવું અને મૂર્તિપૂજાને તિલાંજલિ આપવી એટલે 'ઢુંઢીઆ' થયા એ જ ખ્યાલ આ ધર્મ સંબંધી પ્રચલિત હતો. જેમ એક જ ભાષા વાપરતી જુદા જુદા પ્રાંતોની રૈયત એક 'પ્રજા' ગણાય, (પરન્તુ હિંદમાં એક પ્રજાત્વ છે જ નહિ;) તેમ એક જ બંધારણથી ચાલતા જુદા જુદા ગામના સંઘો અને સાધુઓ કોઈ વખતે આ ધર્મમાં હતા નહિ અને હાલ છે જ નહિ. જેની મરજીમાં આવે તે 'બીજા બધા અનાચારી છે; હું એકલો શુદ્ધ છું, માટે હું જુદો જ વિચરીશ' એમ કહી જુદો સંઘાડો સ્થાપે અને એ પણ '**સ્થાન**કવાસી' ગણાય! '**પ્રજાત્વમાં એક જ ભાષા જોઇએ તેમ ધર્મમાં એક જ બંધારણ જોઇએ.** હિંદમાં જેમ ભાષા એક નથી તેમ **સ્થાન**કવાસી **જૈન** વર્ગમાં બંધારણ પણ એક નથી. આથી સૌ સૌના મગ જુદા ચઢે છે!"[૧]

ટુંકી ને ટચ વાત એ છે કે એ વખતના **સ્થાન**કવાસી **જૈનો**ની સાંસારિક તેમજ ધાર્મિક સ્થિતિનો ખરો ખ્યાલ આજે આપણને આપી શકે એવો કોઈ ઇતિહાસ આપણી પાસે મોજુદ નથી. તેથી

---

૧ ઐતિહાસિક નોંધ : પૃષ્ઠ ૮૯.

એ બાબતનું આબેહુબ વર્ણન આપી શકાય એવી પરિસ્થિતિ નથી. પરન્તુ એટલું તો સ્પષ્ટ જ છે કે ધર્મ તેમજ સમાજની જાહોજલાલીના અસ્તની સાથે સમાજમાં સંકુચિતવૃત્તિ અને અંધેર ચાલી રહે છે. એ પ્રકારની શિથિલતા, સંકુચિતવૃત્તિ તેમજ અંધેરને દૂર કરવા સારુ જુદી જુદી નાની કે મોટી વ્યક્તિઓએ કે મંડળીઓએ જે કંઈ પ્રયત્નો કર્યા હોય અને તેવા પ્રયત્નોની નોંધ **સ્થાન**કવાસી જૈનોનાં સામયિક પત્રોની ફાઇલોમાં દટાયલા પડ્યા હોય તેવા સઘળા પ્રયાસોનો આછો ખ્યાલ આપવાથી આપણું કાર્ય થોડે ઘણે અંશે સરળ થવા પામે એવો સંભવ છે ખરો. અને તેવી નોંધોમાંથી જ આજે પ્રેરણા મેળવવી રહી છે.

*

મૂળ વસ્તુ એ છે કે જૈનોના ત્રણે ફીરકાઓમાંથી દિગમ્બર સમાજને તેની ત્રુટિઓનું ભાન સૌથી પહેલાં થવા પામ્યું અને તેથી એ સમાજે સંગઠન કરવાના ઉદ્દેશથી દિગમ્બર કોન્ફરન્સને લગભગ ઈ. સ. ૧૮૯૫ ના અરસામાં અસ્તિત્વમાં આણી હતી. એનો દાખલો લઇને પાંચ સાત વરસનો ગાળો પસાર થઇ ગયા પછી **મૂર્તિપૂજક જૈન સમાજ** પણ જાગ્યો અને તેણે પણ ઘણું કરીને સને ૧૯૦૨ ના અરસામાં પોતાના ફીરકાના ઉદય સારુ કોન્ફરન્સને જન્માવી. આટલું થયું ત્યાં સુધી **સ્થાન**કવાસી **જૈન સ**માજ તો આજની પેઠે સંગઠન, ઐક્ય તેમજ પ્રગતિની બાબતમાં કુંભકર્ણની નિદ્રાનું સેવન કરી રહેલો માલૂમ પડતો હતો. અભ્યાસ કે વાંચનના શોખ વગરના તેમજ ધર્મનિમિત્તે પણ એક બદામ સરખી ન ખરચે એવા એ સ્થા. જૈન સમાજમાં અંધશ્રદ્ધા તેમજ કુરુઢિઓએ મજબૂત રીતે વાસો કર્યો હતો. સમાજની એવી શિથિલ તથા અવગતિપ્રેરક દશા દેખીને એ સમયના વિચારશીલ જૈનોનાં હૃદયમાં બળાપાનો પાર રહેતો નહિ. એવા વિચારશીલ જૈનોમાંના એક તરીકે ખંભાત સંપ્રદાયના ઉત્સાહી

મુનિશ્રી છગનલાલજી સ્વામીનું નામ સ્થા. જૈનોના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધાઈ રહ્યું છે. સમાજની અધોગતિનું સૂક્ષ્મ દર્શન થતાં એ મુનિવરનાં દિલમાં એક પ્રકારની બળતરા જલી રહી હતી અને પોતાનાં ચિત્તમાં રહેલા એ બળાપાને બળબળતા શબ્દો દ્વારા રજુ કરવા સારુ કોઇ યોગ્ય પાત્ર મળે તો તે બાબતની શોધ તેમની વિહારયાત્રામાં ચોંપપૂર્વક તેઓ કર્યા કરતા. અચાનક તેમને વિદ્યાર્થી વાડીલાલ શાહનો ભેટો થઇ ગયો. તેને જોતાં જ એમને એ યોગ્ય પાત્ર જણાયું. તેમની સમક્ષ એ મુનિવરે સમાજની અધોગતિપ્રેરક અવદશા માટે હંમેશ મુજબનો બળાપો રજુ કર્યો અને એવા સમાજના ઉદય સારૂ સૌ કોઇએ પોતપોતાથી બને તેટલું કરી બતાવવું જોઇએ એવું સૂચન કર્યું. વિશેષ વાટાઘાટ થતાં સમાજની અધોગતિને દૂર કરવા માટેની મુખ્ય જરુરિયાતની વસ્તુ તરીકે સમાજસેવા નિમિત્તે એકાદ સામયિક પત્ર પ્રગટાવવાની પ્રેરણા એ વિદ્યાર્થી વાડીલાલને પાઇ દીધી અને મૂછનો દોરો પણ ફૂટ્યો નહોતો એવા એ નવજુવાન વા. મો. શાહે પોતાના પ્રિવિયસના અભ્યાસને તિલાંજલિ આપીને તેમના પિતાશ્રીને હસ્તે 'જૈનહિતેચ્છુ' પ્રગટાવવાની શરુઆત કરી દીધી. એ પછી તો સમાજ સંગઠન સારુ સ્થાનકવાસી જૈનોની એક કોન્ફરન્સ સ્થપાવી જોઇએ અને એવી કોન્ફરન્સ જો અસ્તિત્વમાં આવે તો સમાજનો ઉદય હાથવેંતમાં આવે એ વસ્તુને જોરશોરપૂર્વક વરસો સુધી તેમણે સમાજ સમક્ષ રજુ કર્યાં કરી હતી.

એ રીતે કોન્ફરન્સની ઉપયોગિતા સમજાવવા સારુ એ વાડીલાલ શાહે જે અનોખી વિચારણા આપીને સમાજને પ્રગતિનો પાઠ પઢાવવા પ્રયત્ન કર્યા હતા તેમાંથી થોડીક કંડિકાઓ આંહિ ઉતારી લેવામાં આવી છે. તેને અવલોકવાથી સમજાશે કે એના એ વિચારો હજુ આજે પણ—લગભગ ચાર દશકા પસાર થવા છતાં પણ એટલા જ ઉપયોગી જણાય છે. આ રહી એ કંડિકાઓ:-

'કોન્ફરન્સ' નામ આપણામાંના કેટલાકને અપરિચિત હશે, કારણ કે તે વિદેશી નામ છે, પણ આપણે તેને 'મેળાવડો' એ સાધારણ નામ આપીએ તો પણ ચાલશે. ફેર માત્ર એટલો જ કે બીજા મેળાવડામાં હરકોઇ માણસ આવી શકે છે અને મરજી મુજબ બોલી શકે છે તેમાં વખત અને પૈસાનો વ્યય નકામો થાય છે, પણ 'કોન્ફરન્સ'માં તેમ કંઇ બનતું નથી. તેમાં તો ગામોગામથી વિદ્વાનોને, અનુભવીઓને તથા શ્રીમંતોને–એ ત્રણ વર્ગને જ આમંત્રવામાં આવે છે. વળી ત્યાં આવનારા સર્વે અગાઉથી પોતપોતાના વિષયો સંબંધી પૂરતી માહેતી મેળવી–તૈયાર થઈ આવે છે, કે જેથી ચર્ચા સારી રીતે થાય અને નીવેડો ઝટ આવે. વિદ્વાનો અને અનુભવીયો દરખાસ્ત કરે–દરખાસ્તની વિરુદ્ધ કે તરફેણમાં મત આપે અને ઠરાવો અમલમાં મૂકવાના રસ્તા સૂચવે, જેમાં જોઇતું ખર્ચ કરવા પેલા શ્રીમંત ગૃહસ્થો સ્વધર્મ કે સ્વકોમનું હિત વિચારીને પોતાની નાણાં–કોથળીનું મોં છૂટું રાખે. એક ખરી કોન્ફરન્સ તો માત્ર ઠરાવ કરીને જ વિરમતી નથી, પરન્તુ તે ઠરાવો અમલમાં મૂકવા માટે એક સ્થળે ઓફિસ રાખી ફરતા નોકરો અને પત્રવ્યવહારથી દેખરેખ રાખે. વળી કોન્ફરન્સ દર વરસે ભરાવાથી તેમાં ભાગ લેનારાઓ પ્રતિવર્ષ વધારે અનુભવ મેળવતા જાય અને વધારે સવાલો પર વિચાર કરવાનો પ્રસંગ મળવાથી પોતાના વર્ગની ઉન્નતિ કરવા વધારે શક્તિમાન થાય.

જેમ વધારે માણસો એકઠાં થાય તેમ વધારે સારૂં, કારણ કે 'કપાળે કપાળે જુદી મતિ' એ અમે કબૂલ કરીએ છીએ. પરન્તુ નાનાં છોકરાં કે બીન અનુભવી અને અજ્ઞાન લોકોને–પછી તે ગમે તેવા શ્રીમંત હોય તો પણ–આવા મેળાવડામાં જો નોતરવામાં આવે તો તે માત્ર પોતાની હાજરી જાહેર કરવા માટે કાંઈ નહિ ને કાંઈ આડી ફાંસ નાખવાના, વખત ખોવરાવવાના, અને ગરબડ કરવાના, એ સિવાય બીજો કાંઈ હેતુ તેમનાથી સરવાનો નહિ. વળી સભામાં શું શું વિષય ચર્ચવાના છે તે પોતે અગાઉથી જાણી તે સંબંધી

બનતી માહિતી મેળવી પોતાનો દૃઢ નિશ્ચય બાંધીને પછી મેળાવડામાં હાજર થવાને બદલે 'ઘોયા મૂળા' જેવા આવનાર ગૃહસ્થ પાસેથી કાંઈ પણ ઉપયોગી સલાહની ભાગ્યે જ આશા રાખી શકાય.

એવા મેળાવડાથી તમને ઘણા ઘણા લાભ છે. તમારા વર્ગમાં જે જે શ્રીમંતો, વિદ્વાનો અને અનુભવીયો છે તેમની લક્ષ્મી, વિદ્યા અને દીર્ઘદૃષ્ટિને કસોટી ઉપર ચડાવવાનો તમને પ્રસંગ મળશે, તેમની તે શક્તિઓ કાટ ખાઈ જતી અટકશે અને વધારે પ્રબળ થશે; એક બીજા સાથે ભાઇચારો વધશે; ઉપયોગી બાબતો ચર્ચાવાથી તે નાના બાળકો અને સામાન્ય લોકોના પણ મોઢે થશે તેથી જ્યારે ત્યારે કોઈક દિવસ પણ તે સુધારા થશે. એમ તમારી સર્વ તરફની આબાદીનાં સાધન મેળવવા 'કોન્ફરન્સ'–'કોન્ફરન્સ' અને એક 'કોન્ફરન્સ'જ સમર્થ થશે."[૧]

એ રીતે પત્રકાર વાડીલાલે સ્થાનકવાસી જૈનોની એક કોન્ફરંસ સ્થાપવા માટે આંદોલન તેમજ પ્રચાર કરવા સારુ શરુઆત કરી તે સમયે બીજાં પણ કેટલાંક 'બળો' ( Forces=વ્યક્તિઓ+સભાઓ તેમજ મંડળીઓ ) સમાજના ઉદય માટે બની શકતી સઘળી મથામણ કરી રહ્યાં હતાં. મુંબઇના સ્થાનકવાસી જૈનોએ પ્રગતિના રાહને પહોંચવા સારુ 'સ્થાનકવાસી જૈન ધર્મ મંડળી[૧] સ્થાપી હતી અને એ દ્વારા સંગઠન તેમજ ઐક્યનો પેગામ તે સ્થળના સ્થાનકવાસી જૈનોને મળે તેવા પ્રયાસો કર્યા હતા. એ જ મુંબઇમાં પાછલાં વરસોમાં બીજી બે સભાઓ પણ સ્થપાઇ હતી, જેનાં નામ હતાં શ્રી રત્નચિંતામણી સ્થાનકવાસી જૈન મિત્રમંડળ અને 'ઝાલાવાડી સ્થાનકવાસી જૈન સભા.' એ બન્ને મંડળોએ વિદ્વાનો તેમજ અનુભવીઓ પાસે વિવિધ વિષયો પર ભાષણો અપાવવા સારું જાહેર સભાઓ ભરવાની

---

૧. જૈન હિતેચ્છુ; ૧૯૦૩ સપ્ટેમ્બર; પૃષ્ઠ ૧૨૨–૧૨૩

૧ પાછળનાં વરસો દરમ્યાન એ નામમાં 'મંડળી'ને બદલે 'સભા' શબ્દ ગોઠવ્યો હતો.

પ્રથા પણ શરુ કરી હતી અને એ દ્વારા સમાજમાં જાગૃતિ લાવવાના પ્રયાસો કર્યા હતા. અલબત્ત મુંબઇની સદરહુ ત્રણે સભાના સંચાલકોએ સમજણપૂર્વક મસલત કરીને જુદાં જુદાં મંડળો સ્થાપવાને બદલે એકજ સંસ્થા દ્વારા સમાજને પ્રગતિ આપવા પ્રયત્ન કર્યો હોત તો ધાર્યું પરિણામ વધારે સહેલાઇથી લાવી શકાત એ અનુભવની વસ્તુ તરફ ભાગ્યે જ આંખમીંચામણાં કરી શકાય તેમ છે.

મુંબઇની પરિસ્થિતિ એવી હતી ત્યારે ભારતવર્ષમાં પણ આંદોલનનું કાર્ય શરુ થઇ ચૂકયું હતું. તેમાં શ્રાવકોને પ્રેરણા આપવાનું કાર્ય સાધુવર્યોએ કર્યું હતું. એવા સાધુવર્યોમાંના મુખ્યનાં નામ આ રહ્યાં: **ગોંડલ સંઘાડાના તપસ્વીજી માણેકચંદજી, લીંબડી** સંઘાડાના **દેવચંદજી** સ્વામી તથા કવિવર **નાનચંદજી** સ્વામી, તથા એ જ સંઘાડાના નાગજી સ્વામી અને પંજાબ કેસરી પૂજ્યશ્રી **સોહનલાલજી** મહારાજ. એવી પ્રેરણાને પરિણામે **કુંડલા**માં '**જૈન દિવાકર સભા**'ના કાર્યવાહકો, મોરબીમાં '**જૈન** લાયબ્રેરી'ના સંચાલકો, **રાજકોટ**માં તેમજ કચ્છ–**માંડવી**માં '**જૈન મિત્રમંડળ**'ના વ્યવસ્થાપકો, **ગોંડલ**માં તથા **લાહોર** અને **અમૃતસર**માં '**સ્થાનકવાસી જૈન સભા**'ના સભ્યો, **અમદાવાદ**માં '**સ્થાનકવાસી જૈન જ્ઞાનોદય સોસાયટી**'ના પ્રેરણાવતાઓ, **પોરબંદર**માં 'જ્ઞાનવર્ધક સભા'ના સ્થાપકો ઈત્યાદિ ઈત્યાદિ અનેક સ્થળના સેવાભિલાષી **સજ્જનો** સમાજ સંગઠન તેમજ ઐક્ય અને ઉત્થાનને માટે જરુર પૂરતું મુંગું કાર્ય કરી રહ્યા હતા. એ સિવાય વિચારક **વાડીલાલ શાહે** '**જૈન જ્ઞાન પ્રસારક** મંડળ' સ્થાપીને એ દ્વારા પ્રગટ થતાં પુસ્તકોના પ્રચારથી **સ્થાનકવાસી જૈન સમાજ**માં નવા જ પ્રકારનું વિચાર-વાતાવરણ પ્રગટાવવા માટે ફત્તેહમંદીપૂર્વક પુષ્કળ પ્રયાસ કર્યા હતા.

આ બધા ઉપરાંત સમાજના ઉદય માટે બીજા વધુ સાચા પ્રયાસો થયા હતા તેની ખાસ વિસ્તૃત નોંધ અહીં લેવી જોઇએ, કારણ કે કોન્ફરન્સની ઉત્પત્તિમાં વધુ સક્રિય ફાળો આપનારાં તત્ત્વો એ પ્રયાસ પાછળ છૂપાયલાં હતાં. એવું કાર્ય ઉપાડી લેનાર વ્યક્તિ

## શ્રી. અંબાવીદાસ ડોસાણી–મોરબી



જેને

સ્થાનકવાસી જૈન સમાજે 'કૉન્ફરન્સના પિતા'નું

સાચું તેમજ વહાલભર્યું બિરુદ અર્પણ કર્યું છે.

પ્રથમ અધિવેશન, મોરબીના પ્રમુખ



રાય શેઠ ચાંદમલજી—અજમેર

પ્રખ્યાત તપસ્વીજી મહાપુરુષ **માણેકચંદજી સ્વામીમાં સ્થાન**કવાસી **જૈન** સમાજને મળવા પામી હતી. તેમણે સમાજના પુનરુત્થાન તેમજ સંગઠન માટે ઐક્યનો પેગામ પહોંચડાવવા સારુ સમસ્ત કાઠિયાવાડનાં જુદાં જુદાં સ્થળોએ '**નિરાશ્રીત પુસ્તક ભંડાર**'ના કેટલાયે મેળાવ-ડાઓની યોજના કરી હતી. એવા વાર્ષિક મેળાવડા વખતે જુદા જુદા સ્થળના સભ્યો ઉપરાંત સંખ્યાબંધ વિદ્વાન તેમજ ધર્મપ્રેમી સજ્જનોને આમંત્રણ આપીને તેમની હાજરીથી એ મેળાવડાઓની ઉપયોગિતામાં ઓર વધારો કરવાનો પ્રયાસ કરવામાં આવતો હતો. **પોરબંદર** મુકામે ભરાયેલા એવા એક મેળાવડાના પ્રમુખસ્થાનેથી સદ્દગત **વાડીલાલ શાહે** એવા મેળાવડાઓમાં વધારે સ્થાનકવાસી જૈનો હાજરી આપે એવી અપીલ કરતાં એ મેળાવડાને '**કોન્ફરંસનું બચ્ચું**' એ ઉપના-મથી ઓળખાવ્યો હતો તે તદ્દન સાચું હતું, કારણ કે **મોરબી અધિવેશન**ને ફળીભૂત કરવાના કાર્યમાં ઉક્ત મેળાવડાઓમાં ભાગ લેનારી વ્યક્તિઓએ પૂરેપૂરો સાથ આપ્યો હતો.

એવા એવા વિવિધ પ્રયત્નોને પરિણામે આપણી અખિલભારત-વર્ષીય સ્થાનકવાસી જૈન કોન્ફરંસ અસ્તિત્વમાં આવી અને તેનું પહેલું અધિવેશન મોરબી મુકામે સન ૧૯૦૬ માં ભરાવા પામ્યું હતું.

3

# પહેલું અધિવેશન : મોરબીમાં

## [ તા. ૨૬–૨૭–૨૮ ફેબ્રુઆરી ૧૯૦૬ ]

**અ**ખિલ **ભા**રતવર્ષીય **શ્વે**તામ્બર **સ્થા**નકવાસી **જૈન** કોન્ફ્રંસ ભરવા માટે સમસ્ત ભારતવર્ષમાં જુદા જુદા સાધુવર્યોએ, જુદી જુદી સંસ્થાઓએ તેમજ અનેક વ્યક્તિઓએ અવનવું આંદોલન કરીને એક પ્રકારનું ખાસ વાતાવરણ ઉભું કર્યું હતું. તેમાંથી પ્રેરણાનું પાન કરીને મોરબી સંઘે પહેલું અધિવેશન ભરવાની હામ ભરી. મોરબીવાસી 'હજારેપતિ' શેઠ શ્રી **અં**બાવીદાસ ડોસાણીએ એ **પ્રથમ** અધિવેશનને લગતું સઘળું ખર્ચ પોતાને શિર ઉપાડી લેવાનું સ્વીકાર્યું ત્યારે તો એ પ્રેરણાને અધિકરીતે પ્રોત્સાહન મળવા પામ્યું, અને એ જ કારણ છે કે આજે એ **અં**બાવીદાસ ડોસાણીને સાચી રીતે જ 'કોન્ફરંસના **પિતા**'નું માનભર્યું બિરુદ આપવામાં આવે છે. એ પ્રથમ અધિવેશનને શરુઆતથી તે અંત સુધી સફળતાના કિનારા સુધી પહોંચાડવાનું જોખમભર્યું કાર્ય શ્રી ગોકળદાસ **મ**હેતા, શ્રી દુર્લભજી ઝવેરી તથા શ્રી **મ**ગનલાલ દફતરી એ ત્રણ જણની ત્રિપુટીએ કર્યું હતું. અલબત્ત, આ ત્રણ જણા ઉપરાંત બીજી અનેક વ્યક્તિઓના સહકાર તેમજ સેવાભાવથી એ કાર્ય સાંગોપાંગ પાર ઉતર્યું હતું એ નોંધવું જોઈએ, પરન્તુ જેમ કોઇ કુશળ સેનાધિપતિ અનેક પ્રકારની

વ્યૂહરચના યોજી બતાવીને વિજયને વરે છે તેવી જ રીતે ઉક્ત ત્રણ મહાશયોની ત્રિપુટીએ પ્રથમ અધિવેશનને ફત્તેહમંદ બનાવ્યું હતું એમ કહેવામાં અતિશયોક્તિ જેવું કશું નથી.

મોરબી–અધિવેશન એ સ્થા. જૈનોનું પ્રથમ અધિવેશન હતું, તેથી નવું જ વાતાવરણ તેમજ નવી જ કાર્યદિશા ઉભી કરવા સારૂ મોરબીવાસીઓને અથાગ પરિશ્રમ સેવવો પડયો હતો. બહારગામના બીજા વિચારવંત સ્થા. જૈનોનો સાથ અને સહકાર મળવા પામે એટલા ખાતર એ ત્રિપુટીએ 'કાઉન્સિલ કમિટિ' નામની એક મંડળીની યોજના કરી હતી, જેમાં સમસ્ત ભારતવર્ષમાંથી ભણેલા તેમજ ડીગ્રીધારી જૈનોનાં નામ સભ્ય તરીકે નોંધવામાં આવ્યાં હતાં. ભણેલા તેમજ ડીગ્રી ધરાવનારા અને રાજ્યદરબારમાં લાગવગ ધરાવનારા જૈનોને એ રીતે સભ્ય તરીકે યોજવાનું કારણ એ હતું કે એ જમાનોજ અમલદારશાહીનો હતો. સમાજસેવાનું કે ધર્મપ્રચારનું ચાહે તેવું નાનું મોટું કાર્ય ભલેને હોય, પરન્તુ તેવાં કાર્યને ફતેહમંદીપૂર્વક પાર પાડવા માટે એ અમલદારશાહીની મદદની જરૂર પડે જ એમ એ સમયે સૌ કોઈ માનતું હતું. એ માન્યતાને પરિણામે ધર્મની બાબતમાં એકડો પણ ન જાણનારી અગર તો સમાજસેવા શું કહેવાય તેનો વિચાર કરવાની ફુરસદ પણ ન ધરાવનારી વ્યક્તિઓને એ 'કાઉન્સિલ કમિટિ'ના સભ્યો તરીકે યોજી બતાવવામાં આવે એ સમજી શકાય તેવું છે.

અરે, એ કાઉન્સિલ કમિટિની કયાં વાત કરવી? ખુદ સ્થા. જૈન કોન્ફરંસનાં પ્રમુખપદે પણ મુડીવાદની જ સ્થાપના કરી હોય એવું હજુ આપણે આજે પણ શું નથી જોતા? ખેર! એ જે હો તે હો, પરન્તુ એ 'કાઉન્સિલ કમિટિ'ની યોજના વખતે થોડીસી વધુ દીર્ઘદૃષ્ટિ વાપરીને ડીગ્રીઓ ધરાવનારી વ્યક્તિઓ ઉપરાંત બીજી–કામ કરી શકે અને સમાજસેવાનાં કાર્યને આગળ ધપાવી શકે એવી થોડીક વ્યકિતઓનો સભ્ય તરીકે સ્વીકાર કરવામાં આવ્યો હોત તો તે કમિ-

ટિની પહેલી બેઠક વખતે બહારગામના માત્ર નવ જ સભ્યોની હાજરી થઈ હતી તેમ થવાને બદલે વધુ સંખ્યાની હાજરી થવા પામત ખરી.

અધિવેશનને સફળતા અપાવવા સારુ તેના સંચાલકોએ બીજી જે યોજના કરી હતી તે પ્રશંસાપાત્ર હતી. અધિવેશન તરફનું જૈન જનતાનું આકર્ષણ વધે એટલા ખાતર પ્રચારકામ કરવા સારુ કેટલાક યુવાન કાર્યકરોને છેક કાશ્મીરમાં આવેલાં જમ્મુ સુધીની મુસાફરીએ મોકલ્યા હતા. પરિણામ એવું સરસ આવવા પામ્યું હતું કે સમસ્ત ભારતવર્ષમાંથી લગભગ બે હજાર પ્રતિનિધિઓ, અને સાડાત્રણ હજાર પ્રેક્ષકોએ એ અધિવેશનમાં ભાગ લીધો હતો. આંદોલનનાં કાર્યને વધુ સુવ્યવસ્થિત કરવા સારૂ કાઉન્સિલ કમિટિની સભાઓ તેમજ મોરબીમાં બીજી પ્રચારસભાઓ અવારનવાર ભરવામાં આવી હતી અને તેમાં રાજકોટવાળા રા. બા. ભીમજીભાઇ મોરારજીએ સંચાલકોને વધુમાં વધુ સક્રિય સલાહ તેમજ સૂચનો આપ્યાં હતાં.

એ અધિવેશનનાં પ્રમુખ તરીકે અજમેરવાળા રાય શેઠ ચાંદમલજીની ચુંટણી કરવામાં આવી હતી. તેઓ સાહેબે માસિક રૂા. ૧૫૦ ના પગારથી એક શાસ્ત્રીને રોકીને તેમનું પ્રમુખ તરીકેનું ભાષણ તૈયાર કરાવ્યું હતું.

અલબત્ત, તે ભાષણ વિદ્વત્તાપૂર્ણ હતું, તેમણે જે મુખ્ય મુદ્દાઓની ચર્ચા તે ભાષણમાં કરી હતી તેમાં સૌથી મહત્વનો મુદ્દો સંપ માટેનો હતો, જેની જરૂરિયાત આજે પણ તેટલી જ આપણે સૌ આંકીએ છીએ. એ સંપને સ્થાપવા સારૂ ત્રણ વસ્તુઓ તરફ તેમણે નીચે મુજબ ધ્યાન ખેંચ્યું હતું:—

'અપન કો ઉચિત હૈ કિ જિન જિન વાતોં મેં મતભેદ હો વહ છોડ બાકી સર્વ ધર્મકાર્યો મેં કુલ સંપ્રદાય મિલ કર સુધારા કરેં ઔર સંવત્સરી જૈસે મહાપર્વ મેં જો મતભેદ હૈં સો નિકાલ કર સબ હી ગાંવોમેં એકહી સંવત્સરી હોય ઐસી યોજના કરેં ઔર ×

× × પ્રાન્ત પ્રાન્ત કે શહરોં મેં સબ જૈની ભાઇ મિલકર પંચાયત સભા મુકરર કર લેવેં તાકિ કોઈ તકરાર ધર્મ સંબંધી વા વ્યવહાર સંબંધી આપસ મેં હોવેં તો પંચાયત સભા સે ફૈસલા કરા લેવેં ઔર વહ કહે સો મંજૂર કર લેવેં. '

એ સિવાય એ ભાષણમાં ધાર્મિક શિક્ષણ, વ્યાવહારિક શિક્ષણ, જીવદયા, હાનિકારક રિવાજો વગેરે માટે ચર્ચા કરી છેલ્લો મુદ્દો કોન્ફરન્સને સંગીન બનાવવા માટે ખાસ સૂચનો દ્વારા ભાર મૂકચો હતો.

ઠરાવોની બાબતમાં આ પહેલું જ અધિવેશન હોવાથી કંઈ ખાસ ટીકા કરવી નિરર્થક ગણાય. પરન્તુ જે ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા તેમાંથી અમુક ઠરાવ પર બે ત્રણ વિદ્વાનોએ ભાષણો આપ્યાં હતાં તે ઉતારી લેવા જેવાં છે. તેમાંથી ધાર્મિક કેળવણીના સમર્થનમાં રતલામની જૈનશાળાના એક વિદ્યાર્થી મિ. મિશ્રીમલે કરેલા ભાષણે જ્ઞાનની ખૂબી તેમજ સ્રીકેળવણીના લાભ બતાવી આપ્યા હતા. તે ભાષણ નીચે મુજબ હતું:—

'પ્રિયવરો! જૈનશાળા અને કન્યાશાળાની જરુરીઆત ઉપર આવ્યા પહેલાં હું વિદ્યા શું છે અને એથી શું લાભ છે તે સમજાવવા રજા લઇશ. વિદ્યા એ વિદ્ ધાતુ ઉપરથી નીકળેલો શબ્દ છે. વિદ્ એટલે જાણવું. વિદ્યા ભણવાથી આ લોક તેમજ પરલોક બન્ને સુધરે છે. શ્રી વીતરાગ ભગવાને મોક્ષમાં જવાના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ ચાર સાધન બતાવ્યાં તેમાં જ્ઞાનને મુખ્ય પદ આપ્યું છે એજ જ્ઞાનની ઉત્તમતા સાબીત કરે છે. પ્રખ્યાત કવિ ટેનિસન તો એટલે સુધી આગળ વધીને કહે છે કે 'જ્ઞાનવગર ધ્યાન નથી અને ધ્યાન વગર જ્ઞાન નથી અને જ્ઞાન તથા ધ્યાનવાળો માણસ નિર્વાણની નજદીક જ છે.' જ્ઞાન વગરનું જીવવું તે કાગડાના જીવતર બરાબર છે. આ સંસારમાં જે કાંઇ વસ્તી છે તેમાંનો ચોથો ભાગ પણ લખી વાંચી જાણતો નથી; લખી વાંચી જાણનારનો ચોથો ભાગ ભાગ્યેજ

ધર્મશાસ્ત્ર જાણતો હશે અને ધર્મશાસ્ત્ર જાણનાર પૈકી પણ પોતાનું અને પારકું કલ્યાણ કરી શકે એવા નરરત્નો તો ઘણા જ થોડા છે, એવી આ જગતની સ્થિતિમાં વ્યાપી રહેલ અજ્ઞાનતિમિરને દૂર કરવાની કેટલી જરૂર છે તે વિચારવું મુશ્કેલ નથી. માટે ગરીબોને પુસ્તકો પુરાં પાડીને, જૈનશાળાઓ સ્થાપીને, સ્કોલરશીપો કહાડીને અને એવા બીજા નાના પ્રકારના ઉપાયો વડે વિદ્યાવૃદ્ધિનાં–હું કહેવા માગું છું કે–લોકોત્તર વિદ્યાવૃદ્ધિનાં કામ કરવાં જોઈએ.

સૌ દાનમાં વિદ્યાદાન અને તેમાં પણ લોકોત્તર વિદ્યાદાન શ્રેષ્ઠ છે; કારણ કે અભયદાન કે જે લક્ષ્મીદાનથી અનંતગણું શ્રેષ્ઠ છે તે પોતે પણ એક જન્મનો ઉપકાર કરે છે, જ્યારે આ વિદ્યાદાન જન્મોજન્મ ઉપકાર કરે છે. જુઓ અન્યમતિ લોકો વિદ્યોન્નતિ માટે કેટલી કોશિશ કરી રહ્યા છે! ૩૦ લાખ રૂપિયા આપનાર મિ. નસરવાનજી તાતા જેવો, ૩ કરોડ રૂપિયા આપનાર આફ્રિકાના મિ. રહોડઝ જેવો, ૬ કરોડ રૂપિયા આપનાર સ્કોટલેન્ડના મિ. એન્ડ્રુ કારનેગી જેવો કે બેંગલોરના મુનશી માધવલાલ જેવો ઉદાર કોઈ સ્થાનકવાસી જૈન નીકળી આવે તો કેટલો બધો ઉપકાર થાય! બંગાળીઓએ પ્રજાકીય યુનિવર્સિટિ સ્થાપવા ફંડ ઉભું કર્યું છે. પન્નાલાલ બાબુએ મુંબઇમાં સ્કૂલ ખોલી છે. એ બધાનું અનુકરણ કરવું એ આપણી ફરજ છે. આપણે સર્વે તન, મન ને ધનથી ધાર્મિક શિક્ષણના કામમાં લાગી જવું જોઇએ. ગામોગામ જૈનશાળા અને કન્યાશાળા ખોલવી જોઇએ. કન્યાશાળાની જરૂર સંબંધમાં હું કહેવાની રજા લઇશ કે આપણી કેળવણી ઘરથી શરૂ થાય છે અને ઘરમાં મુખ્ય પદ સ્ત્રીનું છે. માટે સ્ત્રી કેળવણી હશે તો જ પુરુષો ઉત્તમ નીવડશે.

બીજો એક ઠરાવ હુન્નર ઉદ્યોગની કેળવણીનો પ્રચાર કરવાને લગતો હતો. એ ઠરાવ રજુ કરતાં શ્રી મગનલાલ દફતરીએ જુસ્સાદાર ભાષણ કર્યું હતું, જેનો અગત્યનો ભાગ નીચે મુજબ હતો:–

'કેળવણીના સંબંધમાં આપણી જે માન્યતા છે તેથી કાંઈ નવીન વિચારો જાહેર કરવા હું માગતો નથી, પણ તે જ વિચારો ખરેખરા અમલમાં મેલવામાં આવે એવો આગ્રહ કરવાને જ હું અત્રે ઉભો થયો છું. એક માળી જો પોતાના બાગની બરાબર સંભાળ રાખે તો જ તેના ઝાડો ઉપરનાં ફૂલોની સુગંધ આપણે ગ્રહણ કરી શકીએ. તે જ રીતે આપણાં બાળકોને ખિલવવાનાં સાધનો પૂરાં પાડવાની તજવીજ કરવામાં આપણે પછાત રહીએ તો આપણે તે ઝાડોનાં ફૂલની સુગંધ લેવાને અશક્ત નીવડીએ તે દેખીતું છે. આપણી કોમના હિતચિંતકોએ ધર્મની સાથે કેળવણીને પણ તેટલી જ અગત્ય આપવી જોઇએ છે. જૈન ભાઇઓ કેળવણીના સંબંધમાં ઘણા પાછાત રહ્યા છે તે ઘણું દિલગીર થવા જેવું છે. આ કોન્ફરન્સ પણ તે જ કેળવણીને આભારી છે xxxxxx જૈન ભાઇઓ પાસે દોલત છે પણ તેનો સદુપયોગ કરવામાં આવતો નથી અને તેવો સદુપયોગ કરવાનાં સાધનો શોધવાની પણ દરકાર કરવામાં આવતી નથી. xxxxx ધર્મને નામે જે કાંઇ કામો કરી શકાયાં છે તે કામો બીજી કોઈ પણ રીતે કરી શકાયાં નથી અને તે જ કારણે આપણે આ કોન્ફરન્સ ધર્મને માટે બોલાવીએ છીએ, તો પણ આપણી મુખ્ય ઇચ્છા તો એટલી જ છે કે એ ધર્મને મજબૂત બનાવનારી અને તે ઉપરની શ્રદ્ધા મજબૂત કરનારી કેળવણીની જરૂરની પિછાન આપ વચ્ચે કરાવવાની છે અને જો તમો ઉંચા પ્રકારની કેળવણી લેવાની અને આપણી કોમ વચ્ચે તેનો પ્રચાર વધુ ને વધુ કરવાની જરૂર નહિ સ્વીકારો તો આપણી કોન્ફરન્સ તદ્દન નિષ્ફળ નીવડી છે એમ કહેવું જ પડશે.x x x x x હુન્નર ઉદ્યોગની કેળવણીનો પ્રચાર કરવો એ ખાસ જરૂરનું છે, કારણ કે દેશનો અને કોમનો ઉદ્ધાર કરવાનું તે એક અગત્યનું સાધન છે. આપણા દેશમાં ઉત્પન્ન થતો કાચો માલ યુરોપમાં જઇને અત્રે પાછો આવે છે ત્યારે તે માટે દશગણો ભાવ આપણે ખર્ચવો પડે છે. તે જોતાં આપણા ભાઇઓને જાપાન વગેરે દેશોમાં મોકલીને ત્યાંના

હુન્નર ઉદ્યોગોને લગતું જ્ઞાન સંપાદન કરવાની જોગવાઈ સ્કોલરશિપો મારફતે કરી આપવામાં આવે તો આપણે આપણી કોમનું ઘણું શ્રેય કરી શકીએ. તેઓ એ દેશોમાં હુન્નર ઉદ્યોગોની કેળવણી લઇને અત્રે પાછા ફરીને આપણા સ્વધર્મી ભાઇઓને ગુજરાનનાં ઘણાં સાધનો પૂરાં પાડી શકશે અને એકંદર એવી જાતની કેળવણીનો પ્રચાર કરવાથી આપણે આપણી કોમનું વધતામાં વધતું ભલું કરી શકીએ તેમ છીએ એ બીના ઉપર હું તમારૂં ખાસ ધ્યાન ખેંચવાની રજા લઉં છું. જેટલી જરૂર આપણા પુરુષવર્ગને કેળવવાની છે તેટલી જ જરૂર આપણા સ્ત્રીવર્ગને પણ કેળવણી આપવાની છે. સ્ત્રીઓને કેળવણીથી બેનસીબ રાખીને આપણે આપણો સંસાર સુખી કરવા માગીએ તો તે કેવી રીતે સુખી નીવડે ?'

ઉચ્ચ કેળવણીની ઉપયોગિતા સમજાતાં એ ખુલ્લાં અધિવેશનમાં જ શુમારે એકત્રીશ હજાર રૂપિયાનું ફંડ થવા પામ્યું હતું. પરન્તુ એ ફંડ થયા પછી પ્રતિનિધિઓમાં મતભેદ થયો હતો અને એ મતભેદ થવાનું મુખ્ય કારણ એ કેળવણી ફંડ હતું. કાઠિયાવાડ તરફના પ્રતિનિધિઓનો અભિપ્રાય એવો હતો કે, હુન્નર ઉદ્યોગને લગતી કેળવણીના પ્રચાર માટે જ એ ફંડનો ઉપયોગ થવો જોઇએ, જ્યારે કાઠિયાવાડ સિવાયના પ્રતિનિધિઓનો મત એનો ઉપયોગ ધાર્મિક શિક્ષણના પ્રચાર પાછળ જ થવા માટે હતો. છેવટે રતલામવાળા શ્રી અમરચંદજી પિતળીયાએ તેનો નિવેડો આણ્યો હતો.

એક વધુ ઉપયોગી ઠરાવ સ્થાનકવાસી જૈન કોમની ડિરેકટરી તૈયાર કરવાની જરૂર સમજાવનારો હતો અને તે શ્રી વાડીલાલ શાહે રજુ કર્યો હતો અને સમર્થનમાં જે ભાષણ આપ્યું હતું તે હજુ આજે પણ એટલું જ ઉપયોગી જણાશે એમ સમજી ઉતારી લીધું છેઃ—

'આપ સર્વને આ જગાએ એકઠા મળેલા જોઈ એક સ્વધર્મી તરીકે જે આનંદ મને થવો જોઇએ તે કરતાં વધુ થાય છે તેનું કારણ એ છે કે, જે વખતે સ્થાનકવાસી, દેરાવાસી કે દિગંબરી કોન્ફ-

રન્સનો જન્મ જ નહોતો એ વખતમાં આજથી ૬ વર્ષ ઉપર સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ માટે આખા હિંદુસ્થાનમાં 'જૈન હિતેચ્છુ' ઑફિસે પત્રવ્યવહાર ચલાવ્યો હતો, અને ગુજરાતી તથા હિંદી માસિક મારફત હીલચાલ કરી હતી; પરન્તુ કોઈ મોટી મદદ વિના એ કામ આજ વરસો થયાં પાર પાડી શકાતું નહોતું. ×××××× ડિરેક્ટરી એ અંગ્રેજી શબ્દ છે, પણ તેનો ઉપયોગ આપણામાં નવો નથી. એને આપણે નોંધબુક કહી શકીએ. આપણા લોકોમાં લગ્નાદિ પ્રસંગે થતી આપલેની નોંધ ચોપડામાં રખાય છે એટલું જ નહિ પણ શેર બશેર મીઠાઈ અમુક સ્નેહી સંબંધીને અપાય છે તે પણ નોંધવાનો રિવાજ ઘણી જગાએ છે, કે જેથી કરીને પાછળની પ્રજા અરસપરસનો 'નાતો' ભૂલી જાય નહિ. આપણે આવી નાની બાબતોની નોંધ રાખીએ છીએ ત્યારે મોટામાં મોટી બાબત જે આપણી ધાર્મિક અને વ્યાવહારિક સ્થિતિની નોંધ તેને તો વિસારી જ દીધી છે. કયા કયા ગામોમાં આપણી કેટલી વસ્તી છે, કયા કયા પ્રભાવકોએ કેવાં કેવાં કામો વડે જૈનધર્મને દીપાવ્યો છે, કોણ શ્રીમંતો છે, કોણ વિદ્વાનો છે, આપણા ધાર્મિક અને વ્યાવહારિક રિવાજો શા છે, આપણા પુસ્તકભંડારો ક્યાં ક્યાં અને કેવી હાલતમાં છે એ સર્વની નોંધ આપણે કરતા નથી. આપણે સુધારાની પોકો મૂકીએ છીએ પણ સુધારા કરવાની જરૂર બતાવી આપનાર દર્પણ જે ડિરેક્ટરી છે તે તો પ્રજાની સમક્ષ મૂકતા નથી. 'સુધારા કરો, સુધારા કરો' એવી બૂમોથી કંઈ વળવાનું નથી, પણ સુધારા કરવા જેવી આપણી ધાર્મિક અને વ્યાવહારિક સ્થિતિ છે એમ લોકોને બતાવી આપીને સુધારાની જરૂર સાબીત કરવી જોઇએ અને પછી હિતકર કેળવણી આપવી જોઇએ કે જેથી સુધારા તે આપો-આપ કરશે, બોર્ડિંગો માટે હિમાયત કરવા અને વિલાયત જઇને બારિસ્ટર થઈ આવવાની હિમાયત કરવા આપણામાંના કેટલાકો હમણાં તત્પર થયા હતા પણ આપણા પોતાના 'ઘર'થી આપણે અજાણ્યા છીએ તેની કોઈ દરકાર કરતું નથી. હું પૂછું છું કે જૈન-

ધર્મની પડતી દશાને સુધારવા જે લોંકાશાએ મૂળ ધર્મ શું તે લોકોને સમજાવવા માંડ્યું અને મૂળ અથવા સનાતન જૈન ધર્મનો પુનરોદ્ધાર કરીને આપણો પંથ ચલાવ્યો તે લોંકાશા શ્રાવક હતા કે દીક્ષિત સાધુ હતા, કયી સાલમાં અને કયાં તેમનો જન્મ થયો હતો, કેવી રીતે તેમણે ટુંક મુદતમાં આખા હિંદમાં ધર્મને ફેલાવી દીધો હતો એનો કંઈ ઇતિહાસ કોઇ આપી શકશો ? આપણા ઘરથી જ અજાણ્યા છીએ. આપણા મુનિવરોનાં રચેલા 'ધર્મસિંહ મુનિની હુંડી' ઈત્યાદિ ઉત્તમ પુસ્તકોને ઘણા તો જાણતા પણ નથી; પુસ્તકભંડાર સડયા કરે છે અને આપણે બીજાઓના ભંડારો, વિદ્વાન સાધુઓ આદિને જોઇને છક થઈ જઇએ છીએ. આવી આપણી દશા છે. ઘરની લક્ષ્મીથી અજાણ્યા હોઈ આપણે બીજા આગીઆઓથી અંજાઈ જઇએ છીએ. છતાં એ દશા સુધારવાનું તો બાજુએ રહ્યું, પણ એ દશાનું ભાન કરાવવાનું પણ કોઇને મન થતું નથી અને 'બસ સુધારા કરો અને અંગ્રેજી ભણો' એ જ સૌનાં મ્હોંમાંથી નીકળ્યાં કરે છે.

ગૃહસ્થો ! આપણામાં શ્રીમંતો છે–બીજી કોમના કરતાં આપણી કોમ લક્ષ્મીમાં ઉતરતી નથી. પણ એવી એક ડિરેકટરી થયા વગર કેમ ખબર પડે કે કોણ શ્રીમંતો કયાં છે ? આપણી વસ્તી આપણા સગ્ગાભાઇઓ દેરાવાસી જૈનો કરતાં ઓછી ધારવામાં આવતી હોય તો તે ભૂલ છે. હું તમને એક દાખલો આપીશ. મુંબઈમાં આપણા મહુંમ જાણીતા ધર્મયોદ્ધા (Martyr) ભાઇ પ્રેમચંદ અભેચંદ મારફતીઆ કે જેનાં નામ માટે હું ઘણો જ મગરૂર છું એના અથાગ શ્રમે જ્યારે આપણું ભવ્ય અને વિશાળ સ્થાનક થયું ત્યારે પહેલાં આપણી વસ્તી મુંબઇમાં કેટલા 'સો'ની ગણાતી: સરકારી વસ્તીપત્રકમાં સુમારે ૮૦૦ જેટલી જ જણાવવામાં આવી હતી. જ્યારે ખરૂં જોતાં આઠથી દશ હજાર જેટલી આપણી વસ્તી મુંબઈ શહેરમાં જ છે. પંજાબ અને માળવા બાજુમાં આપણી સંખ્યા પુષ્કળ છે. કચ્છ પ્રાંતની તો 'જૈનહિતેચ્છુ' ઓફિસે ડિરેકટરી પોતાના

ખર્ચે પોતે જ તૈયાર કરીને તેની હજારો પ્રતો મફત વહેંચી હતી. તે ડિરેક્ટરી પરથી જણાય છે કે ત્યાં આપણી પુષ્કળ વસ્તી છે. ગુજરાતમાં કદાચ થોડી છે. પણ કાઠિયાવાડમાં તેમ નથી. દક્ષિણ હૈદ્રાબાદ સુધી આપણી વસ્તી છે કે જે બીજાઓ તો શું પણ હું પોતે જ આજ સુધી જાણતો નહોતો. હમણાં આપણા ત્રણ ધર્મ-ગુરૂઓ મારફત ત્યાંનો કંઈક અનુભવ મળ્યો છે.

અન્ય ધર્મના સાધુઓ એકાદ રાજાને કે અમલદારને મળે એટલે એઓ મોટા વિદ્વાન ગણાય છે અને ચોતરફ વાહવાહ થઈ રહે છે. આપણા લોકો પણ તેથી અંજાઇ જાય છે. પણ જેઓ પૂજ્યશ્રી સોહનલાલજી, શ્રી શીરીલાલજી, શ્રીમતી પાર્વતીજી આર્યાજી, પૂજ્યશ્રી જશાજી આદિ મહાત્માઓની વિદ્વત્તાનો અનુભવ પામ્યા છે તેઓ સ્વધર્મની ઉત્તમતા માટે મગરૂર થઇ પોતાની શ્રદ્ધામાં વધારે મજબૂત થયા વગર રહેતા નથી અને જે ધર્મમાં એવા યોદ્ધાઓ છે તેને વધારે પ્રકાશમાં લાવવા માટે તેમને વધારે શૂરાતન આવ્યા વગર રહેતું નથી. પણ એવા વિદ્વાનોનાં નામની ડિરેક્ટરી વગર સૌ અંધારામાં જ છે.

આપણા દેરાવાસી ભાઇઓએ પુસ્તક ભંડારના ઉદ્ધાર માટે પગલાં લેવા માંડ્યાં છે તે ઘણું સ્તુત્ય છે. આપણા ભંડારો ક્યાં અને કેવી હાલતમાં છે તે જ હજી આપણે જાણતા નથી તો ઉદ્ધારની વાત જ શી કરવી ? એક ડિરેક્ટરી વિના એ ઉદ્ધાર કદી થવાનો નથી.

આપણા બખતાવર દિલના શેઠ અંબાવિદાસ તથા આપણા પ્રમુખ સાહેબ જેવા ઉદાર ગૃહસ્થો પણ આપણામાં છે. મિ. મગન-લાલ દફતરી જેવા વક્તાઓ અને અત્રે બીરાજેલા ગ્રેજ્યુએટો જેવા ગ્રેજ્યુએટો પણ છે. એ સર્વ વાતોથી વાકેફ કરનાર જો એક ડિરેક-ટરી તૈયાર કરવામાં આવે તો તે વાંચીને આપણને આપણા ધર્મ માટે વધારે ઝનૂન આવે. આપણા સાંસારિક દુષ્ટ રિવાજો તથા આપણી

હાજતો એ ડિરેક્ટરી મારફત જાણીને આપણે જાગૃત થઇએ અને એ હાજતો પૂરી પાડવા કમર કસતા થઇએ.

ડિરેક્ટરીના એ સર્વ લાભો ઉપરાંત એક વિશેષ લાભ છે; જેનો પ્રત્યક્ષ પુરાવો હું આપી શકીશ. કૉન્ફરન્સ માટે જુદા જુદા પ્રાંતોના આગેવાનોને આમંત્રણ આપવાના કામ માટે જ્યારે મોરબીથી યુવાનોને પંજાબ તથા માળવા તરફ મોકલવાના હતા ત્યારે 'જૈન-હિતેચ્છુ' ઑફિસે પોતાની પાસે જે પાંચ હજાર સ્થાનકવાસી જૈનોનું લીસ્ટ છે તેમાંથી પોતાના સ્નેહીઓનાં નામ ચુંટી કહાડીને તેમના ઉપર ભલામણપત્રો લખી વાળ્યા હતા કે, આમંત્રણ માટે નીકળેલા યુવાનોને ઘણા જ મદદગાર થઈ પડયા હતા. એવી જ રીતે જો એક સમગ્ર સંઘની ડિરેક્ટરી બહાર પડી હોય તો જુદા જુદા પ્રાંતોના સ્વધર્મીઓ એક-બીજા ઉપર પત્રવ્યવહાર ઘણી સહેલાઇથી ચલાવી શકે અને ઘણા નિકટના સંબંધમાં આવી શકે. આ જોતાં ડિરેક્ટરી કેટલેક અંશે તાર અને રેલ્વે જેટલી સેવા બજાવી શકે. માટે હું આશા રાખું છું કે મારા તરફથી રજુ થતા આ ઠરાવને અનુમોદન આપી પસાર કરશો.'

છેવટે એક બે અગત્યની વાત નોંધી લેવાની જરૂર છે! પહેલા અધિવેશનના શુભ ટાંકણે એકંદર ૩૪ મુનિરાજોની તથા ૨૩ આર્યાજીઓની હાજરી મોરબીમાં હતી અને તેથી જનતાને પ્રેરણાનું પાન થવામાં ખાસ પ્રોત્સાહન મળ્યું હતું. બીજી નોંધવા જેવી અગત્યની વાત એ છે કે શ્રી વા. મો. શાહે પ્રથમ અધિવેશનને રોજ જ 'જૈન સમાચાર' નામનાં સાપ્તાહિકનો પહેલો અંક પ્રગટ કર્યો હતો અને મોરબીમાં 'જૈન સમાચાર' ઑફિસમાં સેંકડો જૈનોને મુલાકાત આપી સમાજસુધારણા માટેનો સંદેશો આપવાનો એ વા. મો. શાહે પ્રયત્ન કર્યો હતો.

*

४

# બીજું અધિવેશન : રતલામમાં

## [ તા. ૨૭-૨૮-૨૯ માર્ચ ૧૯૦૮ ]

**મોરબી** અધિવેશન વખતે જ રતલામ નિવાસીઓએ બીજા અધિવેશન માટેનું આમંત્રણ આપી દીધું હતું અને માળવામાં એવા મોટા મેળાવડાઓ ભરવાનું તદ્દન નવું હોવાથી, મુશ્કેલીઓ દૂર કરવા સારુ 'જૈન સમાચાર'ની સલાહને ધ્યાનમાં લઈને રતલામ નિવાસીઓએ **મોર**બીવાળા શ્રી દુર્લભજી ઝવેરી, **લીં**બડીવાળા શ્રી **બે**ચરદાસ **તલ**સાણીયા, **દે**વાસવાળા શ્રી કેસરીચંદજી **ભં**ડારી, **ની**મચવાળા શ્રી **નથ**મલજી **ચોર**ડીયા વગેરે અનુભવી કાર્યકરોની મદદ માગી હતી અને ઉક્ત સમાજસેવકોએ હર્ષપૂર્વક એ આમંત્રણનો સ્વીકાર કર્યો હતો. તાત્પર્ય એટલું જ કે એ બીજા અધિવેશનની સફળતાનો સઘળો યશ ઉક્ત ચારે ય સમાજસેવકોની સાથે, સૌથી વિશેષ પ્રમાણમાં શ્રી **અ**મરચંદજી **પિ**તળીયાને ભાગે જાય છે. વળી અધિવેશનના પ્રસંગ પર રતલામ મુકામે જુદા જુદા લગભગ ૧૨૫ મુનિવરો અને આર્યાજીઓ એકઠાં થયાં હતાં. એમની હાજરીથી પણ ધર્મપ્રેમની પ્રેરણાનો ડોઝ જનસમાજને મળવા પામ્યો હતો.

સ્વાગત પ્રમુખ શ્રી ગંભીરમલજી કટારીઆએ સ્વાગતનું ભાષણ આપ્યું હતું, જે ટુંકું, મુદ્દાસર તથા જુસ્સાવાળું હતું. તેમાં સૌથી વિશેષ ધ્યાન ખેંચે એવો એક મુદ્દો હતો, જેની ઉપયોગિતા હજુ

આજે પણ જેવી ને તેવી જ હોવાથી અહીં ઉતારી લેવામાં આવે છેઃ—

'કોન્ફરન્સ એ અંગ્રેજી શબ્દ છે, જેનો ભાવાર્થ ન સમજવાથી કેટલાક ભાઈઓને શંકા થાય છે, પરન્તુ કોન્ફરન્સનો અર્થ સમસ્ત સંઘની પરિષદ અથવા મહાસભા છે. દેશના દરેક શહેર અને ગામના સંઘ તરફથી મોકલાયલા વિદ્વાન, બુદ્ધિમાન અને ધનવાન પ્રતિનિધિઓના એકત્ર મંડળને કોન્ફરન્સ કહે છે. સર્વ એકઠા થઈ ને આપણા સમાજની ધાર્મિક અને સાંસારિક સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરવો એ કોન્ફરન્સનો મુખ્ય ઉદ્દેશ છે. કોમના સામાન્ય હિત માટે દેશદેશાંતરના સ્વધર્મી ભાઈઓનો સમાગમ થવાથી ભ્રાતૃભાવમાં વૃદ્ધિ થાય છે, એ ઉપરથી આપણે કહી શકીએ છીએ કે કોન્ફરન્સ ભરવાથી ઘણા લાભ પ્રાપ્ત થાય છે.'

બીજાં અધિવેશનના પ્રમુખપદનો કળશ અમદાવાદવાળા શ્રીયુત શેઠ કેવળચંદ ત્રિભુવનદાસ પર ઢોળવામાં આવ્યો હતો. પ્રમુખ તરીકેનું ભાષણ તેમણે વા. મો. શાહ પાસે લખાવરાવ્યું હોય એમ જણાય છે. તે ભાષણ વિદ્વત્તા ભરેલું તો છે એટલું જ નહિ પણ સમાજની આજની જરૂરીઆતોનો ઉલ્લેખ કરતું હોય એવું અદ્યતન તે જણાય છે. તેમાંથી ઉપયોગી કંડિકાઓને નીચે ઉતારી લેવામાં આવી છેઃ—

'ગૃહસ્થો! આપણે જૈન છીએ. કામ–ક્રોધ–મોહ–માન–માયા–લોભ–સ્વાર્થાંધતા અને કાયરતા ઉપર જેઓએ સંપૂર્ણ જય મેળવ્યો છે તે પુરુષોના આપણે ભક્ત છીએ, અને 'ભક્ત' શા માટે? માત્ર તેમના જેવા વિજયી થવાના આશયથી જ. આ વ્યાખ્યા જો એકવાર સર્વના સમજવામાં બરાબર આવે તો જૈનો અને જૈનધર્મ સંબંધી જે ગેરસમજ આટલી બધી ફેલાએલી છે તે આપો આપ દૂર થાય. **જૈન કોઇ જ્ઞાતિ નથી, જૈન કોઇ વાડો નથી, જૈન કોઇ દેશ નથી;** જૈન સઘળી જ્ઞાતિમાં છે, સઘળા વાડામાં છે, સઘળા દેશમાં છે. જ્યાં જ્યાં નિષ્કામવૃત્તિ, ક્ષમા, નિર્મોહતા, નિરભિમાનતા, સરળતા, નિર્લો-

પતા, પરોપકારવૃત્તિ, ન્યાયયુકત દયા અને સ્વાત્માસંશ્રય છે ત્યાં જૈન છે. જૈન થવા માટે વણિક થવું જોઇએ એમ કાંઈ નથી, પણ સરળ અને પરોપકારી, નીતિવાન અને દયાના સાગર એવા દરેક પુરુષને 'જૈન' કહી શકાય. આ પ્રમાણે જૈનધર્મનો આશય કાંઇ વાડા બાંધવાનો નહિ પણ સકળ વિશ્વનો ઉદ્ધાર કરવાનો છે; અને એ ઉદ્ધાર કરવામાં જેઓ સામેલ થાય તેમને જ વ્યાજબી રીતે 'જૈન' કહી શકાય. જૈન થવા ઇચ્છનારે કાંઇ લેવા માટે જૈન થવાનું નથી. 'લેવા' નું જૈન સિવાયનાઓને માટે છે: જૈને તો આપવાનું છે–આત્મભોગ જેટલે દરજ્જે પરોપકાર કરવાનો છે. પ્રાણી માત્રના સુખ માટે–પ્રાણી માત્રની ઉત્ક્રાન્તિ ( Evolution ) માટે–પ્રાણી માત્રની સગવડ માટે અને ઉદ્ધાર માટે, પોતાનાં સુખ અને સગવડનો ભોગ આપવો હોય તેમણે જ જૈન થવાનું છે. પગાર કે બદલો લેનાર નોકર તરીકે નહિ, પણ જગતના ઉદ્ધારના કામમાં વોલંટીયર થવાની જેને ઇચ્છા હોય **તેમણે જૈન થવાનું છે. દયાના ભંડાર અને તત્ત્વજ્ઞાનના સાગર રૂપ શ્રી મહાવીર પિતાએ** જગતના ઉદ્ધારનું સોંપેલું 'મિશન', **બદલાની આશા વગર,** બજાવવા જેઓને ઇચ્છા હોય તેમણે જ 'જૈન' કહેવડાવવા આગળ પડવાનું છે.

ગૃહસ્થો ! જૈનની ઉપર કરેલી વ્યાખ્યા જો લક્ષમાં લેવામાં આવશે તો 'જૈન' તરીકે ઓળખાતા મનુષ્યોમાં અંદરો અંદર અને બીજાઓ સાથે ચાલતો કલેશ પલાયન કરી જશે. કલેશ ? કોની સાથે અને શા માટે ? ઉંચા અને નીચા, નાના અને મોટા તમામ મનુષ્યો અરે મનુષ્યો જ નહિ પણ કીડી અને કંથવા જેવા નાના દેખાતા જીવ ઉપર પણ પ્રેમ અને દયા રાખવાનું જગતને શિખવવા માટે જ 'જૈન 'બનનારાઓ શું કદી એકાદ બાબતમાં મતભેદ થતાં લડવા તૈયાર થાય એ બનવા જોગ છે ?......જો આપણે જિનદેવે સોંપેલા દયાધર્મનો વારસો સાચવવો જ હોય–જો આપણે જૈન ધર્મને જગવિખ્યાત કરવો જ હોય–જો આપણે આપણા આત્માનું અને તે સાથે

સર્વ આત્માઓનું કલ્યાણ કરવું જ હોય તો ઘરમાં, સંઘમાં, દેશમાં અને વિશ્વમાં એકસંપ અને પ્રેમનો પ્રચાર પહેલાં જ કરવો જોઇએ. સૌ સુધારામાં પહેલા નંબરનો સુધારો ઉદયની સર્વ ચાવીઓમાં સર્વથી મોટી ચાવી, જો કોઇ પણ હોય તો તે આ ભ્રાતૃભાવ અને ઐક્યના વધારામાં જ સમાયલી માનજો.

પરંતુ ગૃહસ્થો! જ્યારે હું આપ સમક્ષ **સાર્વત્રિક** પ્રેમની હિમાયત કરું છું ત્યારે **સામુદાયિક** પ્રેમ અને ઐક્યતાને ઉડાવી મારવા ઇચ્છતો નથી જ. આપણે સકલ વિશ્વ ઉપર ભાઈચારો ફેલાવીએ તે પહેલાં આપણા જુદાજુદા **સંઘાડા**, પછી જુદા જુદા ગચ્છો, અને પછી જુદા જુદા ધર્મો સુધી આપણાં હૃદય લંબાવવાં જોઇએ.

*

ગૃહસ્થો! 'જૈનની જે વ્યાખ્યા હું પાછળ જણાવી ગયો છું તે તરફ એકવાર ફરીથી હું આપનું લક્ષ ખેંચું છું. એ વ્યાખ્યામાં દરેક જૈનને માથે નિષ્કપટપણું, નિરભિમાનીપણું, નિર્લોભતા, નિઃસ્વાર્થતા, શીલ વગેરે ગુણો કે જે હરકોઈ માણસને માટે ઉત્તમ પ્રકારનાં આભુષણની ગરજ સારે છે, તે ફરજીઆત રાખવામાં આવ્યા છે; અર્થાત્ વ્યવહાર શુદ્ધિ દરેક જૈનને માથે ફરજીઆત છે. **જૈનપણું ગુણમાં છે-જ્ઞાતિ કે જન્મમાં નથી** તે બરાબર યાદ રાખવાનું છે. તેમજ જૈનપણું કાંઈ અમુક ક્રિયામાં પણ ગોંધાઈ રહેલું માનવાનું નથી. જૈનશાસ્ત્રોએ જૈનોને માટે ૩૫ માર્ગાનુસારીના ગુણો ફરજીયાત ઠરાવ્યા છે. એક વખત એવો હતો કે અદાલતોમાં મુકદ્દમા વખતે ફત્તેહ માટે કોઇ પણ પુરાવાના અભાવે પણ જૈનની સાક્ષી પૂરતી ગણાતી હતી. જૈનોનું સદ્‌વર્તન, જૈનોની વ્યવહારશુદ્ધિ, જૈનોનું સત્ય, જૈનોનું ચારિત્ર (character) એટલું બધું ઉચ્ચ હતું અને એ સદ્‌વર્તને જ જૈન ધર્મને સર્વોત્કૃષ્ટ બનાવ્યો છે. આજે આપણું સદ્‌વર્તન શિથિલ જણાય છે. ××××× મને કહેવા દ્યો, મહાશયો, કે

બિકાનેર અધિવેશનના પ્રમુખ

## સદ્‌ગત વા. મો. શાહ



જેણે

કૉન્ફરન્સને જન્માવવાનાં, પોષવાનાં, સમૃદ્ધ કરવાનાં, અરે વખતે સાથ દેવાનાં કાર્યને તનતોડ મહેનત કરીને, સ્થાનકવાસી જૈન સમાજને આગળ વધારવાના ગગનગામી સ્વપ્નાં સેવ્યાં હતાં અને એ સ્વપ્નોને કાર્યોદ્વારા મૂર્ત્ત કરવા સારૂ જીવનભર પ્રયત્નો કર્યાં હતા.

## સદ્ગત દુર્લભજી ત્રિ. ઝવેરી-મોરબી



જેણે કોન્ફરન્સના જન્મથી તે ઠેઠ નવમા અધિવેશન સુધી તેની સેવામાં મુંગા સેવકનો અચ્છો ભાગ ભજવ્યો હતો.

## શ્રી. હેમચંદ રામજીભાઇ મહેતા

## ભાવનગર



પ્રમુખ : **નવમ અધિવેશન અજમેર**

**જ્યાં નીતિની હદ સમાપ્ત થાય છે ત્યાંથી ધર્મની હદ શરૂ થાય છે.** નીતિની સંપૂર્ણતા વગર ધર્મની હયાતી જ અસંભવિત છે. અહિંસા, અસ્તેય, સત્ય, બ્રહ્મચર્ય, નિર્લોભતા : એ પાંચ વસ્તુઓ વગર સામાયિક, પ્રતિક્રમણ કે સાધુવ્રત શોભે જ નહિ. **દરેક કામ ક્રમશઃ થવું જોઇએ;** સાતમા માળે કાંઈ ફલાંગે જઈ શકાતું નથી. આસ્તિક અને નાસ્તિક એ બે, બે છેડાના વર્ગો જો કોઈ સામાન્ય વિષય ઉપર એકમત થઈ શકતા હોય તો તે વિષય ' નીતિ ' નો જ છે.

એક સાચા જૈને કોઈ **ખોટું** કામ કરવું ન જોઇએ એટલું જ નથી, પણ કોઈ ખોટો **વિચાર** પણ તેના મગજમાં ન આવવો જોઇએ. વિચારો કૃત્યોના પિતા રૂપ છે; અને ધર્મશાસ્ત્રો તથા ગુરૂ-વચનો વિચારોને સ્વચ્છ કરનાર 'ડિસ્ટિલરી' (Distilleries) ભઠ્ઠીઓ છે. એ ધર્મશાસ્ત્રો અને ગુરૂવચનો વડે આપણે આપણા વિચારો સ્વચ્છ કરવા જોઇએ અને આત્માને સ્વચ્છ વિચારો વડે ' પોલીશ ' કરતા જઈશું તો તે પોલીશનો પ્રકાશ આપણાં મ્હોં અને હાથ પગ ઉપર આપોઆપ પડશે; અર્થાત્ આપણાં મ્હોંથી ઉત્તમ શબ્દો અને હાથ પગથી ઉત્તમ કાર્યો જ જન્મ પામશે. '

આ ઉપરાંત તેમનાં ભાષણમાં સમાજમાં ઘર કરી રહેલા હાનિકારક રિવાજોનો ઉલ્લેખ કરીને તેને જડમૂળથી ઉખેડી નાંખવા માટે સાચી કેળવણીની હિમાયત કરી હતી તથા શારીરિક કેળવણીની ઉપયોગિતા સમજાવી હતી. વ્યાપાર હુન્નરની કેળવણીના અભાવે ભારત-વર્ષ કેટલો પછાત પડી ગયો છે, સ્ત્રી કેળવણીનું પ્રમાણ કેટલી હદ સુધીનું અલ્પ છે, ધાર્મિક કેળવણીનું તો નામ માત્ર જ છે ઇત્યાદિ મુદ્દાઓ પર વિસ્તારપૂર્વક વિવેચન રજુ કર્યું હતું અને જૈન પ્રીલ્સુપીને ખીલવવાનો એકનો એક રસ્તો ' જૈન ટ્રેનિંગ કોલેજ ' જેવી સંસ્થાની સ્થાપના જ છે એમ ભારપૂર્વક જણાવતાં કહ્યું હતું કે ' મેટ્રિક કે બી. એ. નો અભ્યાસ કરવા માટે આપણી જુદી કોલેજ સ્થાપવાની હું

હિમાયત કરતો નથી; માત્ર જૈન ધર્મની ફીલસુફીને ખિલાવવા તથા વિશાળ વિશ્વમાં ફેલાવવા માટે જ જૈન ટ્રેનિંગ કોલેજની હું હિમાયત કરૂં છું.'

છેવટે તેમણે કોન્ફરન્સની ઉપયોગિતા સમજાવતાં કહ્યું હતું કે 'આવા મેળાવડાથી બીજા કાંઈ લાભ થાય કે ન થાય તો પણ આટલું તો ખુલ્લું જ છે કે લોકમત કેળવવાનું અને જાગૃત કરવાનું સૌથી વધારે અગત્યતા ધરાવતું કાર્ય આવા મેળાવડાથી ઘણી જ સારી રીતે પાર પડે છે. વ્યક્તિમાં રહેલા બળનું પ્રસ્ફોટન થઈ જ્યારે તે એકત્ર થાય છે ત્યારે જ એક પ્રજા પોતે શું કરવાને શક્તિમાન છે તે સમજી શકે છે. આપણા દયાધર્મનો ઝુંડો આજે આખા જગતમાં ફરકી રહ્યો નથી તે, આપણી અંદર રહેલા બળને એકત્ર રૂપમાં બહાર પાડવાની પ્રથાની ખામીને જ આભારી છે.' અને ઉપસંહારમાં કેળવાયલા તેમજ શ્રીમંત જૈનોની જવાબદારીનો ઉલ્લેખ કર્યો હતો.

આ બીજા અધિવેશનમાં સૌથી અગત્યનો ઠરાવ 'જૈન ટ્રેનિંગ કોલેજને લગતો હતો અને તેને અંગે ફંડ થવાની વાત નીકળતાં જ મોરબી અધિવેશનમાં બનેલા બનાવની પુનરાવૃત્તિ થવા પામી હતી. કોઈ પણ પ્રકારનું ફંડ મંડપમાં કરવાનું નથી એવું વચન રતલામ-નિવાસીઓએ જાહેર કર્યું હતું અને તે વચનને તેઓ વળગી રહેવા માગતા હતા, પરન્તુ સબજેક્ટ કમિટિનો વિચાર કેળવણી નિમિત્તે ફંડ કરવાનો હતો. એ મતભેદને દૂર કરવા માટે શ્રી વા. મો. શાહે અથાગ પરિશ્રમ કરીને છેવટે ફંડ કરવા દેવાની સમજુતીને બન્ને પક્ષ સ્વીકારે એવું કર્યું હતું. પરિણામે એ વા. મો. શાહે ઉંચા પ્રકારના ધાર્મિક શિક્ષણ પર એક વિસ્તારભર્યું વિવેચન કર્યું હતું, જેમાંની ઉપયોગી કંડિકાઓ નીચે ઉતારી લીધી છેઃ-

'આજે આ વિષય પર નહિ બોલવાનો મારો વિચાર હતો, પણ ચોતરફથી ફરમાશ થવાને પરિણામે હું આ વિષય પર બોલવા

ઉભો થયો છું. હું વ્યવહારિક કેળવણી અને બોર્ડિંગોની સર્વ રીતે તરફેણ કરૂં છું અને જેના પ્રતાપે જ અત્યારે આપની સમક્ષ બોલવાની શક્તિ મારામાં આવી છે તે વ્યવહારિક કેળવણીને પાછળ પાડવાનો વિચાર મારા અંતઃકરણમાં આવવો એ સંભવિત નથી. પણ અહીં એક શંકા થવાનો સંભવ છે કે જ્યારે ધાર્મિક શિક્ષણની હિમાયત કરનાર હું વ્યવહારિક શિક્ષણની અગત્ય સ્વીકારૂં છું અને વ્યવહારિક શિક્ષણની હિમાયત કરનાર મારા મિત્રો ધાર્મિક શિક્ષણની અગત્ય સ્વીકારે છે ત્યારે હવે વિવાદ જેવું શું છે? એનો જવાબ એ છે કે બોર્ડિંગોમાં અંગ્રેજી ભણનારાઓને અમુક વખત ધાર્મિક શિક્ષણ આપવાની જોગવાઈ કરી આપીએ **એટલાથી જ** ધાર્મિક શિક્ષણ સંબંધી આપણે આપણી ફરજ બજાવી ગણાય એવું મારાથી માન્ય રાખી શકાતું નથી. તેમજ અત્યારે જૈનશાળાઓમાં ગોખવાતા સામાયિક, પ્રતિક્રમણમાં પણ હું ધાર્મિક શિક્ષણની પૂર્ણાહુતિ માનતો નથી. મારા માનવા પ્રમાણે તો એ માત્ર ધાર્મિક શિક્ષણના કક્કા બારાખડી જેવું છે. અને ખરેખરૂં ધાર્મિક શિક્ષણ તો બધું તેની પાછળ બાકી જ રહી જાય છે.

અસલના વખતમાં આખી ઉંમર અભ્યાસ કરતાં ફક્ત ૪–૫ સૂત્રો શિખી શકતા, અને એવાં સૂત્રો ભણનાર બહુ–સૂત્રી કહેવાતા. ચાર સૂત્રો ભણનારા 'જ્ઞાન સ્થિવર' કહેવાતા; એમાં સૂત્રોના ભણનારાઓ કેવળ સૂત્રો જ ગોખી જતા હોત તો ચારને બદલે ચોવીસ સૂત્રો ગોખી જવાં પણ તેમને મુશ્કેલ પડત નહિ; પણ જેમ કોલેજોમાં તે તે મુખ્ય વિષય સાથે અને આપણી પ્રાથમિક શાળાઓમાં ચોથી, પાંચમી, કે સાતમી ચોપડીઓ સાથે ન્યાયશાસ્ત્ર, વ્યાકરણ, ભૂગોળ, ઇતિહાસ, ભૂમિતિ વગેરે વિષયો શિખવાય છે તેમ તેઓ સૂત્રો સાથે એવા અનેક વિષયો શીખતા, અને તેના પ્રતાપે જ તેવી અનેક વિદ્યાઓ તે કાળમાં ખીલી નીકળેલી આપણે જોઇએ છીએ. આને જ હું ધાર્મિક કેળવણી કહું છું. ઘણું અજબ થવા જેવું તો એ છે કે, વ્યવ-

હારિક શિક્ષણના હિમાયતીઓ વ્યવહારસિદ્ધિ માટે ઉંચું વ્યવહારિક શિક્ષણ ડોકટરી, સાયન્સ, એન્જીનિયરિંગ વગેરે માટે તે તે વિષયની કાલેજોની હિમાયત કરે છે અને તેમાં અભ્યાસ કરનારાઓની અનુકૂળતા માટે બોર્ડિંગો ખોલવા માગે છે ત્યારે ધાર્મિક શિક્ષણને ઘણી ટુંકી હદની અંદર–પ્રાથમિક સ્વરૂપમાં જ પૂરૂં કરી નાંખીને તેઓ ધાર્મિક શિક્ષણના હિમાયતીઓનાં મ્હોં બંધ કરી દેવા માગે છે. તેમની માન્યતા એવી હોવી જોઇએ કે વ્યવહારિક ઉંચા શિક્ષણ માંટે જેમ કાલેજો અને યુનિવર્સિટિઓની જરૂર છે તેવું ધર્મના શિક્ષણ માટે કંઈ હોઈ શકે નહિ, અથવા તેમ કરવું જરૂરનું કે બનવાજોગ નથી. ગમે તેમ હો, પણ ધાર્મિક ઉંચી કેળવણી આપનારી પાઠ શાળાઓ અત્યારે આપણામાં નથી તે ખોટ પૂરી પાડવાની અગત્ય તેઓ સ્વીકારતા નથી. તેમની માન્યતા તો એટલી જ છે કે જેમ મંદિરમાર્ગી જૈનોની બોર્ડિંગમાં આશ્રય લેતા વિદ્યાર્થીઓ પાસે ફરજ્યાત મૂર્તિપૂજા કરાવવામાં આવે છે તેમ અહીં સામાયિક–પ્રતિક્રમણ ફરજ્યાત કરાવવું અને એના શિક્ષણ માટે એકાદ શિક્ષક પૂરો પાડવો.

પણ ગૃહસ્થો! શું આવી રીતે શરીર પર લાદવામાં આવતો ફરજનો ભાર **અંતઃકરણને** ધાર્મિક બનાવી શકશે? અને મને કહેવા દેશો કે યુનિવર્સિટિમાં શિખતા વિદ્યાર્થીઓને, ધાર્મિક શિક્ષણ કહી શકાય એવું શિક્ષણ આપનાર કોઈ પંડિતો તમે ધરાવો છો? પ્રાથમિક જૈનશાળાઓ અને મુનિમહારાજોને સંસ્કૃત વગેરેના શિક્ષણ માટે લાયક શિક્ષકો આપણને મળી શકે છે કે કેમ તેનો આપ સર્વેને અનુભવ છે. એવા સાધારણ શિક્ષણ માટે પણ આપણને કેવળ પૈસાના લોભને ખાતર નોકરી કરનારા અને જૈનધર્મ નહિ પાળનારા એવા માણસો રાખવાની જરુર છે તો પછી કાલેજોમાં શિખતા વિદ્યાર્થીઓ કે જેમની બુદ્ધિ–શક્તિ ખિલેલી હોય છે તેમને ધર્મ વિષય પર શ્રદ્ધા ઉપજાવી શકે, તેમના અંતઃકરણમાં જૈન ફિલોસોફી તરફ પૂજ્યભાવ

ઉપજાવી શકે અને તેમના જીવન નીતિમાન જ નહિ પણ ધાર્મિક બનાવી શકે એવા શિક્ષકો તમે ક્યાંથી મેળવી શકશો ? મને લાગે છે કે વ્યવહારની હિમાયતે નીકળેલા મારા મિત્રો સૂત્રો વગેરે જૈન-ધર્મનું ઉંચું તત્વજ્ઞાન સાધુઓ માટે અનામત રાખી મૂકવાનું અને આપણા વ્યવહારમાં પડેલાઓને તો પોતે જૈનધર્મી છે એવું બતાવવા માટે સામાયિક–પ્રતિક્રમણ વગેરે કરીને વેગળે રહેવું જોઇએ એમ માનતા હોવા જોઇએ. પણ માનવંત ગૃહસ્થો ! મને કહેવા દેશો કે હરિફાઈના આ જમાનામાં જો તમે જૈનધર્મને જીવતો રહેલો જોવા ઈચ્છતા હો તો ધર્મયુદ્ધમાં ટક્કર ઝીલી શકે તેવા સમર્થ યોદ્ધાઓ તમે ઉત્પન્ન કરો. ઉપરચોટિયા જ્ઞાનવાળા નહિ, પણ તત્વજ્ઞાનમાં કુશળ વિદ્વાનો ધરાવતો હશે તે જ ધર્મ આ જમાનામાં ઉભો રહી શકશે. તમે કાશીની હિંદુ કોલેજ અને આર્ય–સમાજના ગુરૂકુળો જુઓ. અઢાર વર્ષ સતત વિદ્યાભ્યાસ કરીને અને ૨૫ વર્ષની ઉંમર થતાં સુધી અખંડ બ્રહ્મચર્ય પાળીને અનેક પ્રકારની વિદ્યાઓમાં પારંગત થઈ નીકળેલા વિદ્વાનો ધર્મ ઉપર કેવી અસર ઉપજાવી શકશે તેનો જેઓ ખ્યાલ કરે છે તેઓ એમ સ્વીકાર્યા વગર રહેશે નહિ કે ઉંચા ધાર્મિક શિક્ષણની અગત્ય છે.

અને એ અગત્ય આપણે જ સ્વીકારીએ છીએ એમ નથી. વ્યવહાર એ જ સર્વસ્વ સમજનાર યૂરોપની પ્રજા પણ હવે એ અગત્ય સ્વીકારવા લાગી છે. મહાન ગ્લેડસ્ટન પણ કહેતો હતો કે ‘ મારા દુઃખ અને જંજાળના વખતમાં મને બાયબલ જે દિલાસો આપતું તેવો દિલાસો બીજા કશાથી મળતો નહિ ! એક વખત જડવાદના છેક છેડા ઉપર પહોંચી ગયેલી પ્રસિદ્ધ બાઈ એની બીસેન્ટને વિવિધ અનુભવો મળ્યા પછી આખરે લાગ્યું કે ધાર્મિક જ્ઞાન વગર જગત કદી પણ સુખી થઈ શકશે નહિ. પ્રસિદ્ધ રાજદ્વારી પુરૂષ અને વિદ્વાન શિરોમણિ લોર્ડ બેકનને ‘The wisest & the meanest of mankind’ અર્થાત્ ‘મનુષ્ય જાતમાં સર્વથી ડાહ્યામાં ડાહ્યો

અને નીચમાં નીચ' એવું સર્ટિફિકેટ મળેલું છે, તેનું કંઈ પણ કારણ હોય તો તે એ જ કે, તેણે પોતાની માનસિક શક્તિઓ પૂરતી ખિલવવા છતાં આત્મિક-હાર્દિક શક્તિઓને દબાયલી જ રહેવા દીધી હતી અને તેથી ઇંગ્લાંડના મોટામાં-મોટે હોદ્દેથી નાનામાં નાની રૂસ્વત લેવા જેવી નીચતા કરતાં તે અચકાયો નહોતો. આજની કેળવણી કે જે માત્ર બુદ્ધિને ખિલવે છે તે છેક ટોચ સુધી લેવાની દરેક સગવડ આપણે એક વિદ્યાર્થીને કરી આપીએ તો કદાચ વધુમાં વધુ તેને 'બેકન' બનાવી શકીએ (કે જે બનવું પણ અશક્ય છે); પણ તેથી શું તમે તેને બેકન જેવાં કામો કરતાં જોઇ ખુશી થઈ શકશો ? શું તે જ્ઞાનથી **ક્રાઇસ્ટ**, **મહાવીર**, **રામચંદ્ર** કે ગૌત્તમ **બુદ્ધ** કદી ઉપજાવી શકશો ? તેને માટે તો ઉંચા ધર્મજ્ઞાનથી હૃદયને કેળવવાની જરૂર છે. કેળવાયલી **બુદ્ધિ** માણસને **તાર્કિક** બનાવી શકશે પણ કેળવાયેલું **હૃદય** માણસને **પ્રેમી** અને **દયાર્દ્ર** બનાવી શકશે—અને ઈશ્વરતાએ પહોંચાડી શકશે. યૂરોપમાં હાલ બુદ્ધિવાદ અને તજ્જન્ય સ્વાર્થપરાયણતા જ ખીલતી હોવાને લીધે તે દેશના દીર્ઘ-દર્શી હિતચિંતકોને ફીકર પેઠી છે કે યૂરોપનું અવસાન ઘણું ભયંકર આવશે. ખુનરેજી લડાઇઓ અને ઝપાઝપીઓ એ બધું હાલ ત્યાં જોવામાં આવે છે. આપણા દેશમાં પણ જોઈએ તો જેમ જેમ પાશ્ચાત્ય કેળવણીનો પ્રચાર વધતો જાય છે તેમ તેમ જૈનધર્મનાં પ્રબળ વિરોધી તામસી તત્વો તથા દારૂ અને માંસનો પ્રચાર પણ આગળ વધતો જાય છે. એ વલણોને ફેરવવા માટે કોઇ **ક્રિયાઓ** નહિ પણ ઉંડું તત્વજ્ઞાન જ **સમર્થ** થઈ શકે.

આજનું શિક્ષણ ગમે તેટલું પ્રૌઢ હોવા છતાં પણ તે માત્ર તર્કને જ ખિલવે છે. અમારા જેવા જુવાનીઆઓની **બુદ્ધિમાં** હોય છે તે **હૃદયમાં** હોતું નથી. અને તેથી જ આ પુલ્પીટ ઉપરથી લાંબાંચોડાં ભાષણો કલાકો સુધી કર્યાં છતાં પણ અમે તેથી કોઈના હૃદય ઉપર

જાથુની અસર કરી શકતા નથી; જ્યારે અમારા મુનિવરો પ્રબળ વકતૃત્વશક્તિ અને બહોળા વાંચન સિવાય પણ માત્ર વિકસેલાં હૃદયને લીધે હજારો મનુષ્યોને સીધે રસ્તે લાવી શકે છે: એક લોંકાશાહે રેલ્વે કે ટેલીગ્રાફની સગવડ વગર આખા દેશમાં જૈનધર્મના સ્વરૂપનો ઉદ્ધાર કર્યો હતો.

જૈનધર્મના મોટા પંડિતોના અભાવે જ આપણો ધર્મ બીજાઓની દૃષ્ટિએ તિરસ્કારપાત્ર થઈ પડયો છે. હોપકીન્સ કહે છે કે એ ધર્મને જગતમાં જીવવાનો જ અધિકાર નથી. પણ ગાયકવાડ સરકારના સેન્સસ રિપોર્ટમાં આપણા ધર્મ માટે ઘણા જ હલકા શબ્દોમાં ટીકા કરી છે કે જે શબ્દ અત્રે કહી બતાવતાં પણ મને આંચકી આવે છે. આ સઘળું જો આપણે અટકાવવું જ હોય, અને દુનિયામાં જૈનધર્મને ઉભો રાખવો જ હોય તો માત્ર બોર્ડિંગમાં એકાદા કલાક સુધી ધર્મજ્ઞાન આપવાની હિમાયતમાં જ ધર્મશિક્ષણ પૂરૂં કરી નહિ નાખતાં જૈન પંડિતો–શિક્ષકો–લેખકો અને ઉપદેશકો તૈયાર કરનારી એક જૈન પાઠશાળા (જેને હું જૈન ટ્રેનિંગ કોલેજ કહું છું તે) સ્થાપતાં મુદ્દલ વિલંબ કરવો જોઇતો નથી. એવા પુરૂષો જ વ્યવહારૂ ધાર્મિક જ્ઞાન આપવાની યોગ્યતા ધરાવી શકે.

વ્યવહારિક કેળવણીના હિમાયતીઓ એ કેળવણીથી જ આપણી ઉન્નતિ થશે એમ કહીને તેની હિમાયત કરે છે, અને તે વાત ખરી પણ છે, પરન્તુ તેઓ ભૂલી જાય છે કે ગમે તેટલા પ્રયાસે પણ આપણે આખા લોકસમૂહને ઉંચી અંગ્રેજી કેળવણી લેનારો કરી શકીશું નહિ. અને લોકવર્ગનો મોટો ભાગ તો હમેશાં–અંગ્રેજી પરભાષા અને તે દ્વારા મળતી ઉંચી કેળવણીથી બેનસીબ જ રહેશે ત્યારે એવા મોટા સમૂહને અંધારામાં અથડાતો મૂકીને આપણે કદી પણ આપણી ઉન્નતિ સાધી શકીશું નહિ !

આવા વ્યવહારિક વિચારના લોકો ઉપર, હરકોઇ ધર્મ અને

હરકોઈ દેશમાં, ધર્મના ઉપાધ્યાયો અને આચાર્યો મોટી સત્તા ધરાવતા હોય છે. લોકોને તેમના તરફ અસાધારણ પૂજ્યબુદ્ધિ હોય છે અને તેમના વિચાર–વર્ત્તનોનું લોકો હમેશાં અનુકરણ કરે છે. તેવી પૂજ્ય-બુદ્ધિ તેમને કેળવાયેલા લોકો તરફ કદી હોતી નથી. તેથી લોકવર્ગની મોટી સંખ્યા ઉપર કાબૂ ધરાવતા ધર્મના ઉપદેશકો, ઉપાધ્યાયો અને આચાર્યોને ઉંચા સંસ્કારવાળા કરવા એ દરેક ધર્મને માટે જરૂરનું છે. એવા સંસ્કાર પામેલા ધર્મના હિમાયતીઓ આખા લોકવર્ગને ઉન્નત બનાવી શકશે. ધર્મ ગમે તેવા ઉચ્ચ સિદ્ધાંતો ધરાવનારો હોય પણ જો તે ધર્મ કુશળ વિદ્વાનો વગરનો થઈ પડે અને સાધારણ લોકસમૂહના હાથમાં મૂકાઇને તે પરસ્પર વિરુદ્ધ દિશામાં ખેંચાય તો થોડા જ કાળમાં તે ઉચ્ચ સિદ્ધાંતોનું બળ પણ તુટી જાય છે અને તે ધર્મ તે તે ધર્મના પૂજ્ય ગણાનારાઓના વિચારો અને વર્ત્તનોને અનુરૂપ સ્વરૂપ ધારણ કરતો જાય છે. દરેક પ્રાચીન ધર્મો આવા સ્થિત્યંતરને પામ્યા છે અને આપણા દેશના પ્રાચીન ધર્મો પણ આ પ્રમાણે લાંબા કાળથી લોકસમૂહને હાથે ખેંચાઈ તણાઇ વિરૂપતા પામ્યા છે. તેને લીધે જ તેમનાં કેટલાંક અંગો બેડોળ થઇ ગયાં છે, કેટલાંક અંગ તૂટી ગયાં છે અને કેટલાંકમાં મનસ્વી ફેરફારો થઈ ગયા છે. તેને લીધે જ એક વૃદ્ધ વડિલની પેઠે ધર્મ અત્યારે તે જુવાનોને ભાવતો જણાતો નથી. આપણા દેશના કેટલાક કેળવાયેલાઓ એમ સમજે છે કે આવો કઢંગો ધર્મ જ દેશની ઉન્નતિ થવામાં અડચણ રૂપ છે ને તેથી જેમ બને તેમ તેનું બળ તોડી પાડવું જોઈએ એમ તેઓ માને છે. લોકસમૂહ તેમના એ વિચારોને ધિક્કારે છે તેથી એ જુના વિચારના લોકોને રાજી રાખવા તેઓ ધર્મની વાત છેડતા નથી અને જ્યાં ના છૂટકે એ સવાલ હાથ ધરવો પડતો હોય ત્યાં તેને ટુંકામાં જ પતાવી દેવામાં આવે છે. આમાં તેમનો દોષ નથી. તેમના અંતઃકરણને ધાર્મિક ઉચ્ચ સિદ્ધાંતોએ આકર્ષ્યું નથી ને તેથી જ તેઓ ધર્મને દેશની અવનતિના કારણરૂપ માને છે. પણ જો તેમને ધર્મનું

શુદ્ધ સ્વરૂપ સમજાવાય અને ધર્મ એકલાં મનુષ્યોને જ નહિ પણ પ્રાણી અને વસ્તુ માત્રને ઉન્નત કરનાર તથા એક બીજા વચ્ચેના વાસ્તવિક સંબંધો સમજાવનાર છે એવી તેમને ખાત્રી કરી આપવામાં આવે તો એ લાગણીવાળાં અંતઃકરણો તરત જ વળી જાય. આ સર્વ જોતાં આપણો ધર્મ શુદ્ધ સ્વરૂપમાં અને વ્યાવહારિક સિદ્ધાંતોને અનુકૂળ થઇ પડે તેવા રૂપમાં સામાન્ય લોકસમૂહ આગળ રજુ કરી શકે તેવા પંડિતો, શિક્ષકો અને ઉપદેશકો તૈયાર કરવાને ઉંચું ધાર્મિક શિક્ષણ આપવું જોઇએ.

ગૃહસ્થો ! જૈન ટ્રેનિંગ કોલેજની અગત્ય સંબંધી જેટલું બોલીએ તેટલું થોડું છે, પણ વખત થોડો હોવાથી માત્ર, એ સંસ્થા માટે પુરતું ફંડ કરવા આપને અપીલ કરીને જ હું મારૂં ભાષણ પુરૂં કરૂં છું. આપણા મુનિવરો આજકાલ સમય વિચારીને ઉપદેશ કરવા લાગ્યા છે તે જોઇ મને આનંદ થાય છે. આજ સવારે જ બે હજાર મનુષ્યની પ્રષદા વચ્ચે મુનિરાજ કોન્ફરન્સ સંબંધમાં ઉપદેશ કરતા હતા અને તેમાં કહ્યું હતું કે વ્રત-પચ્ચખાણ તો પોતાના જ કલ્યાણ માટે છે, જ્યારે દાનથી તો મહાન પરમાર્થ થાય છે, માટે કોન્ફરન્સને આબાદ કરવી હોય તો દાન અને દયાનું મિશન ફેલાવો. વિદ્વાન મુનિશ્રીના આ શબ્દોમાં જ મારી જૈન ટ્રેનિંગ કોલેજની હિમાયત સર્વાંશે સમાયલી છે. આત્મસંશ્રય અને સાર્વત્રિક પ્રેમનો પાઠ દુનિયાને શિખવી તેને સુખી કરવી હોય તો **આવાં કામ માટે દાન કરવા** તૈયાર થવું જોઇએ છે.'

આ ઉપરાંત વ્યવહારિક કેળવણી ઉપર શ્રી મગનલાલ દફતરીએ અસરકારક ભાષણ કર્યું હતું. તે સિવાય હાનિકારક રિવાજોની બદી, અનાથોને આશ્રય, જીવદયા વગેરે વિષયો પરના ઠરાવો પર લાંબાં લાંબાં ભાષણો થયાં હતાં જેમાં જીવદયા પરનું પંડિત લાલનનું ટૂંકું ભાષણ ધ્યાન ખેંચે તેવું હતું. પહેલા અધિવેશન વખતે મોરબી બહા-

રના અને મુખ્યત્વે કરીને કાઠિયાવાડ બહાર કાર્યકરોની સલાહ તેમજ સેવાની બહુ ગણના કરવામાં આવી નહોતી, પરન્તુ રતલામ સંઘે તો બહારથી કાર્યકરોને આમંત્રીને સહકારપૂર્વક કામ કરવાની યોજના કરી હતી અને અધિવેશનના નાવને ફત્તેહમંદીપૂર્વક કિનારે પહોંચાડ્યું હતું. અધિવેશનના કાર્યને આગળ ધપાવવા સારૂ વાડીલાલ શાહે તેમનાં પત્રદ્વારા તથા બીજી રીતે જે અથાગ પરિશ્રમ સેવ્યો હતો તેની કદર બૂઝવા રૂપે ૨૦મો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે 'જૈન સમાચાર'ના અધિપતિ મિ. વાડીલાલ મોતીલાલ શાહે કોન્ફરન્સની ઉન્નતિ માટે લીધેલા પરિશ્રમ માટે તેમનો ઉપકાર માનવામાં આવે છે.' રતલામ-અધિવેશન સાથે વળી પહેલી જૈન મહિલા પરિષદ ભરાઇ હતી તે નોંધવા જેવું ખરૂં.

પહેલા અધિવેશન વખતે પૂરતી ધમાલને અંગે તેમજ બહારના કાર્યકર્તાઓની સલાહ ન લેવાને પરિણામે મુખ્ય તેમજ ઉપયોગી વસ્તુનો નિર્દેશ થઈ શકયો નહોતો કે કોન્ફરન્સના અધિવેશન બાદ કોન્ફરન્સ ઓફિસ કયાં રાખવી અને કોની દેખરેખ નીચે રાખવી: એ વાતની ચોખવટ કરતો કોઈ ઠરાવ પસાર કરવામાં આવ્યો નહોતો અને તેથી પાછળથી ખાનગી રાહે એ ઓફિસ મોરબીમાં જ રાખવાનું ઠરાવવામાં આવવાથી જનતામાં ખાનગી રીતે તેમ જ જાહેરમાં અખુટ પ્રમાણમાં ઉહાપોહ થવા પામ્યો હતો. તેવી ભૂલ રતલામ-અધિવેશને થવા દીધી નહોતી અને ઓફિસનું મથક એક વરસને માટે અજમેર કરાવીને જનરલ સેક્રેટરીઓની પણ નિમણુંક કરનારો એક ખાસ ઠરાવ પસાર કર્યો હતો.

૫

# ત્રીજું અધિવેશન : અજમેરમાં

[ તા. ૧૦-૧૧-૧૨ માર્ચ ૧૯૦૯ ]

રતલામ અધિવેશન પછી બીજે જ વરસે સતારાવાલા શ્રી બાલમુકુંદજીના પ્રમુખપદે **અજમેરમાં** ત્રીજું અધિવેશન ભરાયું હતું. આ અધિવેશનમાં કંઈ ખાસ નોંધવા જેવું વિશિષ્ટ કાર્ય થયું નહોતું. ઠરાવો પણ દર અધિવેશનમાં થાય છે તેવા જ થવા પામ્યા હતા. પ્રમુખ મહાશયના ભાષણમાં પણ કંઈ નવીનતા નહોતી. સંપ, વ્યવહારશુદ્ધિ, ધાર્મિક તેમજ વ્યવહારિક શિક્ષણ, સ્ત્રી શિક્ષણ, હુન્નર ઉદ્યોગની કેળવણી, ડિરેકટરી, હાનિકારક રિવાજો, કોન્ફરન્સને સંગીન બનાવવાની ઇચ્છા: ઇત્યાદિ મુદ્દાઓ પર તેમણે વિવેચન કર્યું હતું. આ બધા મુદ્દાઓ એવા છે કે તે પર દર અધિવેશનમાં પ્રમુખ મહાશય તેમજ પ્રતિનિધિ વર્ગ તરફથી જુદી જુદી દૃષ્ટિએ વિવેચન કરવામાં આવે છે અને આ અધિવેશન વખતે તેમાં કંઈ વિશેષતા ન હોવાથી ભાષણોની કંડિકાઓના ઉતારાઓ આપવા મુનાસબ ધાર્યા નથી. ખાસ ધ્યાન ખેંચે એવો ઠરાવ ધાર્મિક કેળવણી પરનો હતો અને તે રજુ કરતાં શ્રી **વાડીલાલ મોતીલાલ શાહે** ખૂબ લંબાણભર્યું ભાષણ કર્યું હતું. એ ભાષણમાં મુખ્ય મુદ્દો સમાજનો ઉદય કેવી રીતે થાય અને ઉદય થવા માટે કયા કયા રસ્તા અસ્તિત્વ ધરાવે છે તેનું આબેહુબ બ્યાન તેમણે રજુ કર્યું હતું અને સાચાં 'ધર્મ-જ્ઞાન' વડે જે ઉદય થાય તે ચિરસ્થાયી ઉદય નીવડે એમ પ્રતિપાદન કર્યું

હતું. સાથોસાથ 'આત્મિક અવનતિ' તથા 'નૈતિક અવનતિ'ની સમજણ આપી હતી. વળી જૈનધર્મની વિશિષ્ટતા બતાવતાં તેમણે કહ્યું હતું કે 'આજકલ યે ઝમાના આ પહુંચા હૈ કિ દુનિયામેં વો હી ધર્મ ખડા રહ સકેગા કિ જો 'સાયન્સ' કે સામને રહ સકે. જૈન ધર્મ મેં ભાષા કે પુદ્ગલકા વર્ણન હૈ વો અબ ફોનોગ્રાફ ટેલીગ્રાફ ઈત્યાદિ સે સાબીત હોતા હૈ.' તે ઉપરાંત જૈનધર્મની ફીલ્સુફીનો પ્રચાર કરવાની હિમાયત કરતાં તેમણે સ્પષ્ટ કર્યું હતું કે 'જૈનધર્મ મેં ૮ પ્રકાર કે 'પ્રભાવક' કહે હૈં, જિસ્મેં એક 'વિદ્યા પ્રભાવક' કહા હૈં; અબ મૈં 'વિદ્યા' કા અર્થ 'સાયન્સ' કરતા હું. જો આદમી સાયન્સ–ઈલ્મકે જરીયેસે જૈન ધર્મકી સચ્ચાઈ જગત કો બતા દેવે વો સબસે અચ્છા 'પ્રભાવક' હૈ. આજ ઐસે 'વિદ્યા પ્રભાવકો' કમ હો જાને સે, જૈન શાસ્ત્રમેં રહી હુઇ ખૂબીયેં સમજને વાલે કમ હો જાને સે, ઔર અંધશ્રદ્ધા વ ક્રિયામૂઢતા કે પ્રતાપસે હમારે સંઘકી અવદશા હો રહી હૈ. યે બાહ્યદશા દેખ હોપકીન્સન જૈસે પાશ્ચાત્ય વિદ્વાનોંને હમારે મઝહબકી બહોત સી લઘુતા કી હૈ. અબ યે સમય આ પહુંચા હૈ કિ સર્વ તરાહ સે મનુષ્ય કા ઉદય કરનેવાલે જૈન ધર્મકી ફિલ્સુફીકા પ્રચાર અપન લોગ મેં કરનેકા કુચ્છ પ્રબંધ કરના, જિસસે હમારા વ્યવહાર શુદ્ધ હો, હમારી નીતિ શુદ્ધ હો, હમારા ગૃહસંસાર સુખી હો, હમારી આત્મા મોક્ષકી અધિકારીણી હો.'

તે ઉપરાંત વ્યવહારિક કેળવણી પર શ્રી મગનલાલ દફતરીએ કેટલાક આંકડાઓ તેમજ હકીકત રજુ કરનારૂં જુસ્સાદાર ભાષણ કર્યું હતું અને અંગ્રેજી ભણતરનું પ્રમાણ જૈનોમાં ખૂબ ફેલાવા પામે એવી હિમાયત કરી હતી. જૈનસમાજની અધોગતિનાં ૭ કારણો તેમણે રજુ કર્યાં હતાં તે અહીં ઉતારી લેવા જેવાં છેઃ– ૧. લોકોનું અજ્ઞાન; ૨. વ્યાપારની અને હુન્નર ઉદ્યોગની કેળવણીનું ઓછાપણું; ૩. એકનો એક વેપાર કર્યા કરવાનો ભ્રમ; ૪. મોટી થાપણનું કમીપણું અને

ખૂણેખાંચકે પડતી દોલતનો યોગ્ય વ્યય નહિ થવો; ૫. નિવૃત્તિધર્મનો આશય; ૬. સ્ત્રીઓની અધમ સ્થિતિ.' આજે પણ એ મુદ્દાઓ વિચારવા જેવા અવશ્ય જણાય છે.

આ અધિવેશનમાં સૌથી વિશેષ ધ્યાન ખેંચે એવી વસ્તુ નામદાર ગાયકવાડ સરકાર મહુંમ સયાજીરાવે લખેલો પત્ર હતો. તે આખો પત્ર ઉતારી લેવા જેવો લાગવાથી તેનું ભાષાંતર આ નીચે શબ્દશઃ આપવાનું ઉચિત માન્યું છે.

લક્ષ્મી વિલાસ પેલેસ, વડોદરા
તા. ૭-૩-૧૯૦૯

**વહાલા શેઠ ચાંદમલજી,**

માર્ચ માસની અધવચમાં તમારા શહેરમાં મળનારી ત્રીજી શ્વેતામ્બર સ્થાનકવાસી કૉન્ફરન્સમાં હાજરી આપવા માટે આમંત્રણ આપવા સારૂ તમારા પુત્રના મુખીપણા નીચે તમારા સંઘ તરફથી આવેલાં ડેપ્યુટેશનને આવકાર આપતાં મને અતિ ઘણો હર્ષ થયો હતો. મને અગત્યના કામનું દબાણ ન હોત તો તમારી સાથે વિચાર કરવા માટે તથા જે સુધારાની હીલચાલ તમારી કૉન્ફરન્સ ચલાવી રહી છે તે હીલચાલ તરફ હું જે અંગત રસ ધરાવી રહ્યો છું તે રસને એકવાર ફરીને સાબીત કરી આપવાની આ તકનો મેં ખુશીથી લાભ લીધો હોત. ઈ. સ. ૧૯૦૪માં વડોદરા ખાતે મળેલી ત્રીજી શ્વેતામ્બર કૉન્ફરન્સને હું હર્ષપૂર્વક યાદ કરૂં છું અને બીજે જ વરસે મારા રાજ્યમાં પાટણ ખાતે મળેલાં બીજાં અધિવેશનમાં આવેલું કામકાજ મેં રસપૂર્વક સાંભળ્યું હતું.

**કૉન્ફરંસોનું લક્ષ્યબિંદુ**

તમારી કૉન્ફરંસ જેવી કૉન્ફરંસો જો તદ્દન સાંપ્રદાયિક અને પ્રગતિવિરોધી ન થાય તો ઘણો લાભ કરી શકે તેમ છે. આવી

સઘળી કોન્ફરંસોનું લક્ષ્યબિંદુ, જે પંથ અથવા તો સંપ્રદાયને લગતી તે કોન્ફરંસ હોય તે પંથ અથવા સંપ્રદાયમાં જડ કરી બેસેલા સામાજિક કુરિવાજોને નાબુદ કરવાનું અને સમસ્ત પ્રજાને એકત્ર કરવા માટે તે કોમને તૈયાર કરવાનું હોવું જોઈએ. આવો આદર્શ મારા ખ્યાલમાં રાખીને હું એવું પણ ઇચ્છી શકું છું કે હિંદભરમાં આવા પ્રકારની વધારે કોન્ફરંસો થવી જોઇએ—આવી કોન્ફરંસો અજ્ઞાન, નાતજાતમાં વહેંચાઈ ચૂકેલી તથા હિંમત વગરની જનતાને અધમ સ્થિતિમાંથી ઉંચી સ્થિતિએ લાવવા સારૂ વખત અને શક્તિનો ઉપયોગ કરે છે.

## સંસાર સુધારાની જરૂર

તમારી કોન્ફરંસમાં પહેલા અધિવેશનનું કામકાજ મેં વાંચ્યું છે અને મને એ જોઇને આનંદ થયો છે કે ટુંકા પરન્તુ વિસ્તારવાળા કાર્યક્રમમાં તમોએ ઘણા જ વ્યાજબી રીતે સંસારસુધારાના તેમજ કેળવણીના પ્રશ્નને મોખરે રાખ્યા છે. બાળવિવાહ, કન્યાવિક્રય, અનેક સ્ત્રીઓને પરણવાનો રિવાજ : એ બધા રિવાજો કોઈ પણ સમાજને પૂરતા કલંક રૂપ છે. મારી સમજણ મુજબ જૈનધર્મના મૂળતત્ત્વોની વિરુદ્ધ હયાતી ધરાવતી પેટા કોમોને નાબુદ કરવાથી એ નામોશીભરેલા રિવાજોને દૂર કરી શકાય અથવા ઓછા બોજા રૂપ કરી શકાય. માત્ર ઠરાવો પસાર કરવાથી કાંઈ વધારે ફાયદો થાય નહિ. તમારામાંના પ્રત્યેક વિચારશીલ મનુષ્યે તેના ખાનગી તેમજ કૌટુંબિક વ્યવહારમાં આવા રિવાજોની સામે સખત ઝુંબેશ ચલાવવી જોઇએ.

## જ્ઞાતિ બંધારણના પાયામાં રહેલું નુકશાન

પણ મુખ્ય બદી જ્ઞાતિના બંધારણની છે. આજે ચાલી રહેલી જ્ઞાતિઓએ લાભને બદલે ગેરલાભ વિશેષ પ્રમાણમાં કરેલ છે. એ જ્ઞાતિની સાથે સંકળાયેલા પ્રત્યેક મનુષ્યની જિંદગીની દૃષ્ટિમર્યાદા એ

જ્ઞાતિનાં બંધુએ સંકુચિત બનાવી દીધી છે. કેળવણી માટેની સૌથી વધારે સંગીન પદ્ધતિ બીજી કોમો સાથેના છુટા વ્યવહારમાં જ્ઞાતિબંધને અટકાવી દીધેલ છે. રાષ્ટ્રીય જુસ્સો તેમજ ઐક્ય પર એ સમાયલી છે, પણ એ છુટા વ્યવહારને જ્ઞાતિબંધારણની ઘણીજ નુકશાનકારક અસર થવા પામી છે. જ્ઞાતિબંધારણમાં કેટલાક સારા મુદ્દાઓ પણ હશે, પરન્તુ હાલને તબકકે તો એ બંધારણે સામાજિક સુધારણા તરફ દુશ્મનની ગરજ સારી છે અને અજ્ઞાનભર્યા વહેમોને ઉત્તેજન આપ્યું છે. જ્ઞાતિઓની હયાતીને બહાલી મળે એવું કાંઈ તમારાં શાસ્ત્રોમાં નથી. જૈન કોમમાં રહેલી જ્ઞાતિઓનો ઈતિહાસ બતાવી આપે છે કે, સૈકાઓ સુધી તમોએ જ્ઞાતિબંધારણને દાખલ કરવા સામે લડત ચલાવી હતી. અને બીજા સંપ્રદાયો કે કોમો સાથેના વ્યવહારને તમોએ ઘણાજ થોડાં વર્ષો પરજ બંધ કર્યો હતો. સૈકાઓ સુધી જુદી જુદી જાતના અને બીજા ધંધાવાળા મનુષ્યોને તમોએ તમારા મંડળમાં દાખલ કર્યા હતાં અને તમારી તથા તેમની સામાજિક સ્થિતિમાં તથા રહેણીકરણીમાં પૂરતો તફાવત હોવા છતાં પણ, તેમને તમારા મંડળમાં દાખલ કર્યા પછી તેમની સાથે સંપૂર્ણ વ્યવહાર જાળવ્યો હતો. થોડા જમાનાની વાત પર જૈનો બીજી કોમ સાથે રોટી-વ્યવહાર તેમજ બેટી-વ્યવહાર રાખતા હતા, પરન્તુ હાલ એ વ્યવહાર બંધ કરવાનું જે વલણ છે તે વલણ પ્રત્યે દયા ઉપજે છે. ગયા સૈકામાં કોમોની તેમજ જ્ઞાતિઓની સંખ્યા પુષ્કળ પ્રમાણમાં વધવા પામી છે, પરન્તુ કોઈ કોમ બીજી કોમમાં જોડાઇ ગઇ હોય એવો એક પણ દાખલો ભાગ્યે જ મળે છે. તેથી એ વધુ વિભાગ પડતા અટકાવવા જોઇએ અને હાલના વિભાગોને એક કરવાના પ્રયત્નો શરૂ કરી દેવા જોઇએ. જ્ઞાતિ એ તો મુખ્યત્વે કરીને ભિન્ન ભિન્ન મનુષ્યોને જુદાં પાડનારૂં કૃત્રિમ સાધન માત્ર છે. માણસો વચ્ચે શરીર, નીતિ અને વિદ્વત્તાની દૃષ્ટિએ ઘણો જ કુદરતી તફાવત હોય છે, તેથી કૃત્રિમ ભેદ ઉભા કરવાની તેમજ જુદા જુદા વિભાગમાં તેમને વહેંચી

નાંખવાની ખરેખર કંઈ જરૂર નથી. બીજા મનુષ્યોના અનુભવ તેમજ દાખલા ઉપરથી આપણને ખાત્રી થવી જોઈએ કે કૃત્રિમ તફા ઉભા કરવા માટે સત્તા પર રહેલા આગેવાનોના પ્રયાસો વગર જ લોકોને પોતાનું કુદરતી સ્થાન શોધી લેવાને કૃત્રિમ તફાવત તો સુધારાના મહા પ્રવાહની આડો બંધ બાંધવાની ગરજ સારે છે. જેવી રીતે તમારા સમાજે મૂર્તિપૂજનની વહેમી શ્રદ્ધાની સામે બંડ પોકાર્યું હતું તેવી જ રીતે તમારી પોતાની કોમને લાગેવળગે છે ત્યાંસુધી તો જ્ઞાતિને લગતા અર્થવગરના તફાઓને તમે નાબુદ કરી શકો પણ ખરા. જો તે કામ થાય તો તમારી કોન્ફરન્સની હયાતીને વ્યાજબી ઠરાવવા સારૂ કોઈ વધુ સરસ પુરાવાની જરૂર હું જોતો નથી. તમારી કોમને માટે મહાન સેવા બજાવવા ઉપરાંત તમે એ કામ કરીને બીજી કોમને સારૂ એક વ્યવહારૂ દાખલો પૂરો પાડી શકશો. પરન્તુ એક વાત યાદ રાખી લેવાની જરૂર છે! માત્ર જ્ઞાતિબંધારણને નાબુદ કર્યું એટલે ગંગ નાહ્યા એમ સમજવાનું નથી. જ્ઞાતિને લગતા સંકુચિત આદર્શને સ્થાને પ્રજાકીય કલ્યાણ માટેની વધુ વિશાળ સહાનુભૂતિ તેમજ ઉન્નત વિચારોને સ્થાપવા જોઇએ– જેવી રીતે તમે તમારી કોમના રીતરિવાજ જળવાવવાને આતુર છો તેવી જ રીતે તમારે રાષ્ટ્રીય ઐક્યને ઉત્તેજન આપવાને સારૂ પ્રયાસો સેવવા જોઇએ.

## કેળવણી

કેટલાક નુકશાનકારક સામાજિક રિવાજોની તમે બારીક તપાસ કરશો તો જોઇ શકશો કે એમાંના ઘણાખરા રિવાજો નૈતિક, સામાજિક અને શારીરિક નિયમોની અજ્ઞાનતાનું જ પરિણામ હોય છે. જનસમાજમાં તે નિયમોના જ્ઞાનનો પ્રચાર કરો એટલે મને ખાત્રી છે કે સામાજિક શરીર પર આજે નુકસાનકારક રિવાજો બંધાઇ ચૂકયા છે તે આપોઆપ અદશ્ય થશે. તેમ થતાં, બેદરકાર શ્રોતાઓ

## —: જૈન સમાજના સાચા સેવાભાવી ઝવેરીઓ :—



સદ્ગત શેઠ સૂરજમલ લલ્લુભાઈ ઝવેરી
પાલણપુર



શ્રીમાન શેઠ [illegible] ઝવેરી
પાલણપુર

મૂંગા સમાજ સેવક અને જૈન કન્યા ગુરુકુળ માટે
રૂા સિત્તેર હજારની ઉદાર સખાવત કરનાર



શ્રી. નથમલજી ચોરડીયા—નીમચ

દશમ અધિવેશન ઘાટકોપરના સ્વાગત મહામંત્રી'
અને સમાજસેવાર્થે ભીક્ષાની ટેલ પુરી
કરાવવામાં અજબ નિષ્ણાત



શ્રી. ચીમનલાલ પોપટલાલ શાહ

આગળ ખાલી ઠરાવો પસાર કરવાની જરૂર રહેશે નહિ. તેથી તમારે જનતાની કેળવણી માટે દરેક પ્રયાસ કરવો જોઈએ. ભારતવર્ષમાંના સામાજિક દૂષણોને નાબૂદ કરવાની સૌથી વધુ અસરકારક દવા એ કેળવણી છે.

## પ્રાથમિક શાળાઓ

છેલ્લા અધિવેશનના ઠરાવોમાં એ જોઈને મને હર્ષ થયો છે કે દરેક શહેર અને ગામડાનાં બાળકોને કેળવવા માટે ઘટતી સગવડ કરી આપવાની દરેક સ્થાનિક સંઘને માથે ફરજ રહેલી છે એમ તમે સ્વીકાર્યું છે. એ કાર્યની દેખરેખ રાખવા સારૂ સખ્તાઈવાળા સ્વભાવના તેમજ દિલસોજ નિરીક્ષકોને રાખવાથી તમે જોઇ શકશો કે એ ફરજ કેટલી હદ સુધી બરાબર બજાવાય છે. આ સંબંધમાં તમારે હરહંમેશ સ્વવ્લપસંશ્રયી થવું જોઇએ. જરૂર પડે તો તમારે તમારી પોતાની શાળાઓ ખોલવાને તેમજ તમારી જરૂરીઆતોને સૌથી સરસ રીતે પહોંચી વળી શકે તેવું શિક્ષણ આપવાને તૈયાર રહેવું જોઈએ.

## નિરક્ષરતા

હું ખાત્રીપૂર્વક કહું છું કે છેલ્લી વસ્તીગણત્રીના આંકડાઓનો અભ્યાસ કર્યો હશે. તમારા જેવી વ્યવહારૂ તેમજ વ્યાપારપ્રધાન કોમ માટે તે આંકડાઓ અફસોસજનક સ્થિતિ સૂચવતા નથી ? સમસ્ત ભારતવર્ષના જૈનોમાં માત્ર સેંકડે ૮૮ ટકા જેટલા પુરૂષો ભણેલા છે અને મુંબઈ ઈલાકામાં સેંકડે ૫૨ ટકા જેટલા પુરૂષો ભણેલા છે. સ્ત્રીવર્ગમાં માત્ર ૧.૮ ટકા જેટલી સ્ત્રીઓ કેળવણી પામેલી છે. જ્યારે મુંબઈ ઈલાકામાં તે પ્રમાણ સેંકડે ૨ ટકા જેટલું છે. જે કોમમાં સેંકડે ૫૦ ટકા પુરૂષો અને ૯૮ ટકા સ્ત્રીઓ અભણ તેમજ નિરક્ષર હોય તે કોમ સુધારણાની બાબતમાં ઉંચો દાવો કરી શકે નહિ. તમારી શક્તિઓને કામે લગાડવા સારૂ તેમજ સંગીન પરિણામો પ્રાપ્ત કરવા માટે તમારી સમક્ષ વિશાળ ક્ષેત્ર ખુલ્લું છે.

## સ્કોલરશિપ ફંડ

આ સંબંધમાં તમે ઉચ્ચ કેળવણી સારૂ તેમજ ખાસ કરીને ઉંચા વ્યાપારી શિક્ષણને માટે તેમજ 'વ્યવહાર શાસ્ત્ર' (Applied Science)ના અભ્યાસ માટે સ્કોલરશિપ આપવા સારૂ ફંડની યોજના તમે કરી શકો છો. તમારી કોમ વ્યાપારપ્રધાન છે અને આ વિષયોની બાબતમાં સંગીન કેળવણી તમારી કોમના યુવાનોને મળવી જોઇએ. એવી કેળવણીથી તમારી કોમને ઘણો જ સંગીન લાભ થશે.

## ઐતિહાસિક શોધખોળ

પરન્તુ મને એ જોઇને અફસોસ થયો છે કે તમારી કોમના ઈતિહાસને તેમજ ધર્મશાસ્ત્રોને લગતી શોધખોળનાં કાર્યને માટે તમારાં કાર્યક્રમમાં સ્થાન મળેલું નથી. તમારા ધર્મસિદ્ધાંતો તેમજ ઈતિહાસ થોડાએક પૌરસ્ત્ય વિદ્વાનો સિવાય બીજા જૈનેતરોમાં ભાગ્યે જ જાણીતા છે. સૈકાઓ સુધી અન્ય ધર્મીઓ એવું મનાવતા આવ્યા હતા કે **જૈનધર્મ** એ **બૌદ્ધધર્મ**ની એક શાખા માત્ર છે. અને એ માન્યતાને લઇને જૈનધર્મના સિદ્ધાંતોના અભ્યાસ તરફ બેદરકારી બતાવવામાં આવતી હતી. અને આ ગેરસમજુતી કોણે દૂર કરી ? તમારી કોમના માણસોએ અલબત્ત નહિ જ, પરન્તુ એક **જર્મન** પંડિતે દુનિયાને જાહેર કર્યું હતું કે જૈનધર્મ એ બૌદ્ધધર્મથી તદ્દન જુદો છે. વળી એ જ પંડિત સાબીત કરી શકયો હતો કે તમારા ત્રેવીસમા તીર્થંકર ધર્મમાં જણાવેલા કલ્પિત પુરૂષ ન હતા. પરન્તુ ઇ. સ. પૂર્વે ૭૦૦ વરસ પર તેઓ હયાતી ભોગવતા હતા. આથી હું એમ કહેવા માગતો નથી કે તમારી કોમમાં વિદ્વાનો નથી. એથી ઉલટું હું તો સારી રીતે જાણું છું કે તમારા ધર્મની ફીલસુફીના ગહન તત્વો તેમજ ન્યાયશાસ્ત્રની આંટીઘુંટીઓના જાણકાર તમારી કોમમાં મોટી સંખ્યામાં છે. × × × અંધશ્રદ્ધાનો જમાનો ચાલ્યો ગયો છે અને અમુક મનુષ્યની સત્તાના જોરે આજની દુનિયા કોઇ વસ્તુને–પછી

ભલેને ગમે તેટલી પ્રાચીન તે વસ્તુ હોય તો પણ–માની લેવાની નથી. તમારો ધર્મ વેદધર્મથી પણ પ્રાચીન છે એ તમારે વિદ્વાનો પાસે મનાવરાવવું હોય તો તે તમારે વિજ્ઞાનના સંગીન પુરાવા તેમજ બુદ્ધિચાતુર્ય વડે સાબીત કરી બતાવવું પડશે.

## ધર્મશાસ્ત્રો

સૌથી પહેલાં તો તમારાં ધર્મશાસ્ત્રો કયે સ્થળે છે અને તેનાં નામ શું છે તે શોધી કાઢવું જોઈએ. તેમાંના ઘણાખરાં પાટણ અને જેસલમેરના પુસ્તક ભંડારોમાં દટાયલાં પડ્યાં છે. સૈકાઓ સુધી તે સઘળાં સંભાળ લેવાયા વગરનાં પડયાં છે અને ઉધઈ તથા કીડીઓ સારૂ ખોરાક પુરો પાડે છે. મને ભય છે કે તેમાંનાં કેટલાંક તો અત્યાર પહેલાં નાશ પામ્યાં હશે. તમારા ધર્મના હિત ખાતર અને તેને ટકાવી રાખવા સારૂ એ જરૂરનું તેમજ લાભપ્રદ છે કે તે સઘળાં પુસ્તકોને એક સ્થળે એકઠા કરવાં જોઇએ. જો તે પુસ્તકોનો કાબુ રાખનારાઓ ઉદાર થઇને ઉમદા હેતુની ખાતર તે પુસ્તક આપવા તૈયાર થાય તો જ એવો પુસ્તકસંગ્રહ શકય બને. તેવાં પુસ્તકોને યોગ્ય રીતે સંપાદિત કરાવીને ભાષાંતર કરાવવાં જોઈએ અને છપાવવાં જોઈએ. કદાચ તમારા સંપ્રદાયના સાધુઓ જ કોઈ કોઈ શાસ્ત્રીઓની મદદ લઈને આ કામ કરી શકશે. તમારી કોમના જુવાનીઆઓ માટે આ કાર્ય સારૂ થોડી સ્કોલરશિપોની યોજના કરવી જોઇએ અને તેવા જુવાનોને શાસ્ત્રીય શોધખોળનાં કામમાં તેમજ ઉચ્ચ અભ્યાસમાં 'ઓરિઅન્ટલ સ્કોલર્સ'ની દેખરેખ નીચે કેળવણી લેવા માટે જર્મની મોકલવા જોઈએ; તેઓ પાછા ફરે ત્યારે તેમને ચોક્કસ પ્રકારનું કામ સોંપવાની વ્યવસ્થા પણ કરવી જોઈએ.

## ઈતિહાસ અથવા તવારિખ

તમારા ધર્મનો ઇતિહાસ હજી લખાયો નથી: તમારો ધર્મ ક્યારે અને કેવી રીતે સ્થપાયો, કેવી રીતે તે પ્રચાર પામ્યો, શ્વેતા-

મ્બરો તેમજ દિગમ્બરો વચ્ચે કેવો મતભેદ ઉભો થયો, દક્ષિણ ભારતમાં તે કેવી રીતે ફેલાયો, રાજદરબારમાં તેણે કેવી રીતે અને કયા પ્રકારની લાગવગ પ્રાપ્ત કરી હતી અને તેની અવનતિનાં કયાં કારણો છે—આ બધાંને લગતી અંકોડાબદ્ધ હકીકત મેળવવાની હજી બાકી છે. આજે તમારા ધર્મ સંબંધી એક પણ એવું પુસ્તક છે નહિ, જેમાંથી તમારા ધર્મના બધા સિદ્ધાંતો વાંચીને સમજી શકાય. તમારે એ બાબતને લગતું મોટું પુસ્તક અંગ્રેજીમાં તેમજ દેશી ભાષાઓમાં લખાવરાવવું જોઇએ, કે જેથી અન્યધર્મીઓ તે વડે તમારા ધર્મનું જાણપણું સાધી શકે. તમારે અનેક પ્રકારની બાબતો સંબંધી શોધખોળ કરવાની રહે છે: જેમ કે જૈનોમાં જ્ઞાતિબંધારણની શરૂઆત અને તેનો વિકાસ, જૈનધર્મ પર હિંદુધર્મની અસર, તમારી કોમના મનુષ્યોના રીતરિવાજ તેમજ રહેણીકરણી, બ્રાહ્મણ ધર્મ અને બીજા ધર્મો ઉપર જૈનધર્મની અસર, જૈનધર્મ પાળતી જુદી જુદી કોમો વચ્ચેનો ભેદભાવ, એવી કોમોની ઉત્પત્તિ અને તમારા સંપ્રદાય પર તેની અસર ઈત્યાદિ ઇત્યાદિ. મને ખાત્રી છે કે આવી શોધખોળને પરિણામે તમારી કોમને ફાયદોજ થશે. તમારા સંપ્રદાયના જુના વિચારના મનુષ્યોને ભવિષ્યમાં સાચી સમજણ આપવા સારૂ તમે તેમની આગળ આ શોધખોળને પરિણામે સત્તાવાર વિગતો રજુ કરી શકશો. આથી તમારી કોમને લગતું સુધારકાર્ય વધારે સહેલું તેમજ સરળ બનવા પામશે અને આખા સમાજમાં જે ગેરસમજુતી તેમજ અજ્ઞાન ફેલાયલાં છે તે નાબુદ થશે.

## રાષ્ટ્રીય આદર્શ પર ભાર

શરૂઆતમાં જ મેં જણાવ્યું છે તે મુજબ સુધારણા માટેના તેમજ પ્રગતિને લગતા તમારા સઘળા પ્રયાસો વખતે એક ક્ષણવાર પણ રાષ્ટ્રિય આદર્શને વિસરવો જોઈએ નહિ. હરહંમેશ યાદ રાખજો કે જે મોટા સમાજને 'હિંદી પ્રજા'ના રૂપમાં ઘડવાનો છે તે સમા-

જના જ તમે એક અંગ છો. ભારતવર્ષે કુસંપથી તેમજ દ્વેષથી ઘણું જ સહન કર્યું છે. તમારા ધર્મની અંદર તેમજ બહાર ઐક્યનેજ તમારો મુદ્રામંત્ર બનાવવો જોઈએ.

**અખિલ ભારતવર્ષીય જૈન કૉન્ફરંસ:**

હું જાણું છું કે જૈન ધર્મના જુદા જુદા સંપ્રદાયોને લગતી જુદી જુદી કોન્ફરંસો ભરવાને બદલે અખિલ ભારતવર્ષીય જૈન કોન્ફરંસ ભરવાનો એક પ્રયત્ન કરવામાં આવ્યો હતો. તમે તેવા પહેલા પ્રયાસમાં નિષ્ફળ નિવડયા હો તો પણ તમે તેવો પ્રયત્ન ફરી વાર કરી શકો છો અને મને વિશ્વાસ છે કે સારી સમજુતી ફેલાતાં એક દિવસે તમે ફત્તેહમંદ થશો. એવું દેખાય છે કે તમારા સંપ્રદાયની ઉગતી પ્રજા તો એવા ઐક્યને સ્થાપવાને તૈયાર છે અને સુરત મુકામે એવી અખિલ ભારતવર્ષીય જૈન કોન્ફરંસ ભરીને તેઓએ શરૂઆત પણ કરી લીધી છે. તેઓએ ઐક્યના એ દડાને ગબડતો મૂકયો છે અને હવે તમારે તમારી મદદથી તેને વેગવાળો બનાવવાની જરૂર છે. એમાં કોઈ ખાસ મોટી મુશ્કેલી નડે તેમ નથી. ત્રણે કોન્ફરંસોનાં અધિવેશનમાં પસાર થયેલા ઠરાવોની સરખામણી કરતાં જણાય છે કે ત્રણેનો કાર્યક્રમ એક સરખો જણાય છે.

**જીવદયા માટેનું વલણ:**

હું મારૂં કહેવાનું પૂરૂં કરૂં તે પહેલાં એક બે એવી વસ્તુ છે કે જેને માટે કંઇ કહેવાને મને તમે રજા આપશો. તમે જાણો છો કે સઘળા ધર્મો અમુક બાબતમાં તો જુદા જુદા છેડા પર ઉભા રહેલા જણાય છે ખરા. નાનાં પ્રાણીઓનાં જતનને ધ્યાનમાં લેવા જતાં તમારે તમારા મનુષ્યબાંધવોનાં હિતના સવાલને વિસારી દેવો જોઇએ નહિ. હું જાણું છું કે તમારા સંપ્રદાયના પછાત રહેલા તેમ જ ગરીબાઇમાં સબડતા સહધર્મીઓને બનતી બધી મદદ આપવાની જરૂર છે: પણ તમે સમજી શકો છો કે, નાના જીવો કરતાં માનવસમાજના

મોટા વિસ્તારને તમારી સહાનુભૂતિ પર વધુ દાવો છે. જીવદયાનું દરેક કૃત્ય અલબત્ત સારૂં છે, પણ આવાં કૃત્યો ગરીબોના સંબંધમાં તેમજ માનવ-ન્યાતથી બાતલ થએલા જીવોની બાબતમાં કરવામાં આવે છે ત્યારે તેનું પુણ્ય અનેકગણું વધી જાય છે.

સંસાર સુધારાને લગતા એટલા બધા પ્રશ્નોનો નિવેડો લાવવાનો છે કે આપણું સતત ધ્યાન તે તરફ અપાવું જોઇએ. નિર્માલ્ય તેમજ નિર્વીર્ય સંતાન પેદા કરે એવી બાળલગ્નને લગતી એક બદી સમાજમાં પ્રચલિત છે. સમાજની કેટલીયે વ્યક્તિઓને બીનજરૂરી શારીરિક દુઃખો થવાનું એક કારણ એ બાળલગ્નની દુષ્ટ પ્રથા છે. આપણા દેશમાં નાના બાળકોનું મરણપ્રમાણ શરમાવા જેટલી હદ સુધી વધી જવા પામ્યું છે. તેથી નર્સો તેમજ સુયાણીઓને કેળવીને એ બદીને નાબુદ કરવા પ્રયાસો સેવવા જોઈએ. વળી એ મરણપ્રમાણ ઘટાડવા સારૂ આરોગ્યને અનુકૂળ થાય તેવી ટેવો, આરોગ્યપ્રદ ખોરાક, સ્વચ્છ તેમજ હવા ઉજાસવાળાં ઘરો અને વધુ સારાં કપડાં—એ સઘળાંની જરૂર લોકોના મન પર ઠસાવવી જોઇએ. તે ઉપરાંત ઘણાં દુઃખો ઉત્પન્ન કરનારાં ફરજ્યાત વૈધવ્યના પ્રશ્નનો પણ નિવેડો લાવવાની જરૂર છે. એ કહેવાતી સામાજિક બદી પાશ્ચાત્ય દેશમાં છે તેટલી તીવ્ર આ દેશમાં નથી, છતાં પણ તે એક એવો પ્રશ્ન છે કે સઘળા વિચારશીલ મનુષ્યો એ પ્રથા તરફ આંખ આડા કાન કરી શકે નહિ. આ બદીને નાબુદ કરવાના ઇલાજ સૂચવવાની હું કોશિશ કરીશ નહિ, પણ એવી સૂચના તો અવશ્ય કરીશ કે જે સમાજ પોતાની ઉન્નતિ માટેની ખાએશ ધરાવતી હોય તેમ જ જગતમાં પ્રતિષ્ઠાવાળો મોભ્ભો મેળવવા ઈચ્છતી હોય તે સમાજે આ સવાલને ધ્યાન બહાર રહેવા દેવો જોઈએ નહિ. એવો મોભ્ભો જાળવી રાખવાનું કાર્ય સમાજમાં ફેલાઇ રહેલી કુપ્રથાઓ સામે હિંમતપૂર્વક ટક્કર ઝીલ્યા સિવાય બની શકે નહિ.

## સ્વતંત્ર વિચારો જાહેર કરો

કેટલેક પ્રસંગે મેં જોયું છે કે કેટલીક કોન્ફરંસોમાં છૂટથી વાદ-વિવાદ કે ચર્ચા કરવા દેવામાં આવતી નથી. માત્ર પસંદ કરાયેલા વક્તાઓ પાસે તૈયાર કરેલાં ભાષણો કરાવવામાં આવે છે. આમ હોવાથી શ્રોતાજનો આગળ વિવિધ વિચારો ભાગ્યે જ રજુ થાય છે. કદાચ તમે ધારતા હશો કે મોટા મેળાવડાઓમાં છૂટથી ચર્ચા ચલાવવી એ સગવડભર્યું નથી, પરંતુ વિષય વિચારિણી સમિતિમાં તો પ્રગતિવાદી, પ્રગતિવિરોધી તેમજ મધ્યમસરના સઘળાં દૃષ્ટિબિંદુઓ પર છૂટથી ચર્ચા થવા દેવાનો પૂરતો અવકાશ રહેવો જોઇએ. જો આમ કરવામાં કાંઈ અડચણ નડતી હોય તો જેમ બને તેમ થોડા વિષયો હાથ ધરવા જોઇએ. પરન્તુ ગમે તેવા ભયંકર લાગતા 'જહાલ' વિચારને પણ દાબી દેવા ન જોઈએ; અને ખાસ કરીને જુવાની-આઓના તેમજ પ્રગતિવાદીઓના વિચારોને દાબી દેવાને કાંઈપણ પ્રયાસ કરવો જોઇએ નહિ.

## છૂટથી ચર્ચા કરો

વિચારોની છૂટથી ચર્ચા કરવાની તેમજ વિચારોની આપલે કરવાની બાબતને હું ઘણી જ અગત્ય આપું છું. કોઈપણ કોમની પ્રગતિનું માપ તે કોમમાં પ્રચલિત વિચારો પરથી નીકળે છે. હિંદુ-સ્તાનના લોકોના મન એક જ ચીલે ચાલે છે અને ત્યાંના રીતરિવાજો બંધાઈ ગયેલા છે એટલે એવા દેશમાં અવનવા વિચારો દર્શાવવાની પૂરેપૂરી સગવડ કરી આપવાની ખાસ જરૂર છે. અને તમારી કોન્ફરંસનાં હાલનાં બંધારણ મુજબ વિવિધ વિષયોની ચર્ચા માટે વક્તાઓને વધારે વખત આપી શકાય તેમ ન હોય તો મારૂં સૂચન એ છે કે, તમારે જુદા જુદા વિષયો પર જુદા જુદા ભાષણો લખાવવાં, તે ભાષણો સભા વચ્ચે વંચાયા છે એમ માની લેવું અને પછી સમાજના હિત માટે તેને નાની નાની પુસ્તિકાઓ રૂપે પ્રકટ કરવાં; અથવા તો

જુદા જુદા સામાજિક વિષયો પર નિબંધ લખાવી તે નિબંધોનું પ્રકાશન કોન્ફરંસે કરાવવું. તમારી માત્ર સત્તાને જ તમારો ભોમીયો બનાવતા નહિ, પરન્તુ તમારી સદસદ્‌વિવેકબુદ્ધિને જ એ ભોમીયો બનવા દેજો.

## ઉપસંહાર

છેવટે તમારી કોન્ફરંસમાં હાજરી આપવા માટે તમો તરફથી મળેલા માયાળુ આમંત્રણ માટે હું તમારો અહેશાનમંદ છું અને કામકાજનું દબાણ નડયું ન હોત તો હું હર્ષપૂર્વક ત્યાં હાજરી આપત. મારા પત્રમાં કરાયેલી કેટલીક ટીકાઓ ઘણાજ ખુલ્લા દિલથી કરાયલી તમોને જણાય તો તે ખાતર મને માફી આપશો. જે કોન્ફરંસ પ્રત્યે મારી હૃદયપૂર્વકની દિલસોજી છે તે કોન્ફરંસના અધિવેશનમાં હાજરી આપવા સારૂ મને આમંત્રણ આપવામાં આવે ત્યારે ચાહે તેવું કડવું લાગે તો પણ મને દેખાતું હોય તે 'સત્ય' તો મારે સ્પષ્ટ રીતે કહેવું જ જોઇએ. મને હિંદનાં હિતને માટે દાઝ છે અને જ્યાં એ હિતને લગતી બાબત હોય ત્યાં છૂટછાટ મૂકીને પોતાના વિચારોને જુદાં સ્વરૂપમાં રજુ કરવાનું હું મુનાસબ ધારતો નથી.

કોન્ફરંસને હું દરેક ફત્તેહ ઇચ્છતો,

તમારો વિશ્વાસુ
(સહી) સયાજીરાવ ગાયકવાડ

આ પત્ર મૌલાના મહમદઅલીએ લખ્યો હોય એમ મનાય છે, કારણ કે એ સમયે તેઓ ગાયકવાડ સરકારના 'ખાનગી સચીવ'ના હોદ્દા પર હતા. એ પત્રમાં જણાવાયેલા વિચારોની ઉપયોગિતા હજુ આજે પણ તેટલી જ છે અને ખરેખરી જરૂરની વસ્તુ તો એ હતી કે દરેક અધિવેશન વખતે આ પત્રની હજારો નકલો ગુજરાતી તેમજ હિંદી ભાષાન્તર રૂપે પ્રગટ કરીને જનતામાં તેનો પ્રચાર કરવાની

વ્યવસ્થા થવી જોઈતી હતી. હજુ પણ એ સૂચનનો અમલ ભવિષ્યનાં અધિવેશન વખતે થાય તો પણ કંઈ મોડું થયું નહિ ગણાય.

ત્રીજા અધિવેશન વખતે પૂજ્યશ્રી લાલજી મહારાજ તેમની શિષ્યમંડળી સહિત અજમેરમાં હાજર રહ્યા હતા અને બીજાં સાધુ સાધ્વીઓ મળીને એકંદરે ૧૦૦ જેટલી સંખ્યાની હાજરી થવા પામી હતી. એ વસ્તુ પણ નોંધપાત્ર ગણાય. આ અધિવેશનની ફત્તેહમંદીનો આધાર શ્રી. બહેચરદાસ તલસાણીઆ, મૌન સેવક શ્રી. દુર્લભજી ઝવેરી, જુના અને નવા વિચારના આગેવાનો વચ્ચે ઐક્ય કરાવવા મથતા શ્રી ગોકળદાસ મહેતા, શ્રી. અમરચંદજી પિતળીયા, રાયશેઠ ચાંદમલજીના પુત્રો વગેરે વગેરે પર હતો.

# ચોથું અધિવેશન : જલંધરમાં

[ તા. ૨૭–૨૮-૨૯ માર્ચ ૧૯૧૦ ]

**પં**જાબમાં આવેલાં જલંધર મુકામે ચોથું અધિવેશન ભરાયું ત્યારે પહેલા ત્રણ અધિવેશનમાં દેખાયેલા ઉત્સાહમાં ઓટ આવેલી જણાતી હતી. સદંતર નિરુત્સાહનું જ વાતાવરણ દેખાયું હતું. પુરૂષ-વર્ગની હાજરી, પહેલા ત્રણ અધિવેશનના મુકાબલામાં ઘણી જ કમતી હતી અને ૧૦ થી ૧૨ કરતાં વધુ સ્ત્રીઓએ હાજરી આપી નહોતી. સંત સમુદાયમાં ત્રીસેક મુનિવરો તેમજ બાલ બ્રહ્મચારિણી વિદુષી સતી પાર્વતીજી વગેરે આર્યાજીઓનાં પધારવાથી જનસમાજમાં હર્ષની ભરતી થઈ હતી. કોન્ફરંસ ખતમ થયા પછી બીજે દિવસે મુનિશ્રી રત્નચંદ્રજી મહારાજ પણ જલંધર આવી પહોંચ્યા હતા, પરન્તુ તેમનું મન આવી નિરુત્સાહભરી કાર્યવાહીથી સંતુષ્ટ ન હોવાથી પુસ્તકલેખનનાં કાર્યમાં જ મગ્ન રહેતા હતા.

સ્વાગતપ્રમુખ તેમજ પ્રમુખ એમ બન્નેનાં ભાષણોમાં કંઈ ખાસ નવીનતા તેમજ ચમક નહોતી. એના એ જ વિષયો પર પિષ્ટપેષણ કરાયલું જણાતું હતું. કોઈ નવું માર્ગસૂચન થયું જ નહોતું.

ઠરાવોમાં સૌથી અગત્યનો ઠરાવ ભાષાને લગતો હતો કે 'આજથી કોન્ફરન્સનું કામકાજ હિંદી ભાષા અને દેવનાગરી લિપિમાંજ છપાવવામાં આવશે.' બીજા ઉપયોગી ઠરાવો ધાર્મિક શિક્ષણ તેમજ વ્યવહારિક કેળવણીને લગતા હતા. એ ધાર્મિક શિક્ષણને લગતા ઠરાવ

પર બોલતાં દેવાસવાળા મિ. કેસરીચંદજી ભંડારીએ જૈન ટ્રેનિંગ કોલેજની ઉપયોગિતા સમજાવતાં કહ્યું હતું કે 'આજકાલ જૈનધર્મ સંબંધી ગેરસમજ ચાલતી જોવામાં આવે છે કે તે બૌદ્ધધર્મની શાખા છે; કોઇ કહે છે કે તે ૧૫૦૦ વર્ષથી જ નીકળ્યો છે, વગેરે વગેરે જુઠાણાંઓ આપણે મૂંગે મોઢે સહન કરી રહ્યા છીએ. આપણા ભણેલા ભાઇઓ-આપણા ગ્રેજ્યુએટોએ આપણને આવા કલંકોમાંથી મુક્ત કરવાને કશું કર્યું નથી. ગ્રેજ્યુએટોએ કોન્ફરન્સનાં કામમાં સામેલ રહેવું જોઈએ છે, પણ તેમ થતું જોવામાં આવે છે? સુપ્રસિદ્ધ જર્મન જેકોબીએ જૈન સૂત્રોનાં ભાષાંતર કરીને જૈનધર્મ વેદધર્મથી પણ જુનો છે એમ સાબીત કરી આપ્યું છે. એવી જ રીતે સાહિત્યમાં ઉંડા ઉતરીને જૈન ધર્મની સેવા બજાવવાનું કામ જૈન ગ્રેજ્યુએટોનું છે, અને સાયન્સના પાયા પર રચાયેલા જૈનધર્મની પ્રખ્યાતી કરવી એ પણ એમનું કામ છે. સૃષ્ટિની ઉત્પત્તિ વગેરે સાયન્સની બાબતોનું સ્પષ્ટીકરણ જૈનધર્મમાં ઘણું સારી રીતે કરાયલું છે; માટે તે ધર્મની જેમ વધારે શોધખોળ થાય તેમ દુનિયાને વધારે લાભ થાય તેમ છે. આવાં અનેક કામો માટે નવા તેમજ જુના વિચારોને એક કરવા સારૂ જૈન ટ્રેનિંગ કોલેજ સ્થપાઇ છે. તેને ધારેલા પગથીએ મૂકવા માટે પુષ્કળ દ્રવ્યની જરૂર છે. પૈસાદારો પૈસા આપવા તૈયાર છે; પણ પૈસા લેનાર પુરુષો ભાગ્યે જ જોવામાં આવે છે. ગ્રેજ્યુએટો અને અન્ય કેળવાએલા ભાઇઓ શ્રીમંતોને મળે, રીતસર સમજૂતી આપે અને તેમની લાગણી ખેંચે તો નાણાંની તંગી પડે તેમ નથી; પણ **'ઓનરરી સેવા બજાવનારાઓની** જ ખોટ છે.' તે ઉપરાંત દરેક અધિવેશનમાં બનતું હતું તે મુજબ આ સમયે પણ વ્યવહારિક શિક્ષણ પર એક ઠરાવ પસાર કર્યો હતો. એ ઠરાવ રજુ કરવાનું દિવાન બિસનદાસજીએ સબ્જેક્ટસ કમિટિમાં સ્વીકાર્યું હતું, પરન્તુ તે ઠરાવમાં મુંબઇ બોર્ડિંગના લખાઇ આવેલા રિપોર્ટ પર સંતોષ જાહેર કરનારા શબ્દો ઉમેરવાથી તેમણે તે ઠરાવ પેશ કર્યો નહિ, એટલું જ નહિ

પણ અનુમોદન રૂપે એક શબ્દ વટીક બોલવાનું ઉચિત ધાર્યું નહિ. વ્યવહારિક શિક્ષણ જેવા પોતાને પ્રિય વિષય પર બોલવાનું મળતાં શ્રી વાડીલાલ શાહે નીચે મુજબ જણાવ્યું હતું:—

'જે ભૂમિ જુસ્સાદાર વક્તાઓ માટે પ્રસિદ્ધ છે તેવી પંજાબી ભૂમિ પર મારા જેવા એક ગુજરાતીએ હિંદીમાં ભાષણ કરવા ઉઠવું એ વિચારવા જેવી વાત છે; તો પણ જે વિષય પર હું બોલવા માંગું છું તે વિષયનું ગૌરવ જ મને બોલવાની તાકાદ આપશે એવી શ્રદ્ધાથી શરૂ કરૂં છું.

આ માંચડા ઉપરથી તમારી સમક્ષ જુદી જુદી બાબતોના સુધારા જુદી જુદી બાબતોના પ્રચાર અને જુદી જુદી બાબતોની જરૂરીઆતો પર ભાર મૂકવામાં આવશે. જે વક્તા જે વિષય લેશે તેને જ સર્વોપરિ અગત્યનો બતાવશે. અલબત્ત અસર કરવાની એ રીત છે ખરી; પણ મારા સમજવા પ્રમાણે તો સઘળા સુધારા, સઘળી આબાદી અને સઘળા ઉદયનું મૂળ 'શિક્ષણ'માં રહેલું છે. કોન્ફરંસના સઘળાં કામ-કાજનું માખણ 'શિક્ષણ' છે. એ માખણ મેળવવા માટે જ આ સઘળાં વલોણાં થાય છે. શિક્ષણનો પ્રચાર થવાથી વહેમી રિવાજો અને ફાલતું ખર્ચો પડછાયાની માફક અદશ્ય થશે. પણ શિક્ષણની જરૂરીઆત સ્વીકારી એટલે જગ જીત્યા એમ સમજવાનું નથી. કેવું શિક્ષણ આપણને સૌથી વધારે લાભ આપશે એ વિચારવાનું છે અને તે શિક્ષણના પ્રચાર માટે **ઓછામાં ઓછાં ખર્ચે** વધુમાં વધુ લાભ કેમ પ્રાપ્ત કરવો એ બે મુદ્દા અવશ્ય વિચારવાના છે. બી. એ. અને એમ. એ. થવાથી અવશ્ય બુદ્ધિ વધે છે, પણ નાણાં સંપાદન કરવામાં કે દેશ અને કોમની સેવા બજાવવામાં એ જ્ઞાન એટલું કારગત થતું નથી કે જેટલું વ્યાપાર હુન્નરનું શિક્ષણ થઇ શકે છે. આપણી જાત અસલથી જ વ્યાપારી તરીકે પ્રસિદ્ધ છે. માટે વ્યાપારી ઉચ્ચ શિક્ષણ લેવા માટે આપણા યુવાનોને યુરોપ, અમેરિકા અને જેપાન

તરફ મોકલવાની ઘણી જરૂર છે. આ બાબતમાં પહેલ કરનાર શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોને હું આ પ્રસંગે ધન્યવાદ આપ્યા સિવાય રહી શકતો નથી. તેઓએ એક વિદ્યાર્થીને વ્યાપારી શિક્ષણ માટે મદદ આપીને થોડા વખત પર ઈંગ્લાંડ મોકલ્યો છે. હુન્નરની તાલીમ માટે પણ જેટલું ખર્ચ કરીશું તેટલું ઉગી નીકળશે. તે તાલીમ આપણને પૈસાદાર બનાવવામાં જેટલી ઉપયોગી થશે તેટલી જ આપણા ધર્મશાસ્ત્રોમાં રહેલાં ગૂઢ તત્વોને સાયન્ટિફિકલિ સમજાવવામાં પણ મદદગાર થશે.

વ્યાપાર અને હુન્નરને લગતા અભ્યાસ માટે મુંબઇ વગેરે જે જે હિંદની અંદરનાં શહેરોમાં કાંઈ સાધન હોય ત્યાં ત્યાં બોર્ડિંગ હાઉસો ખોલવાની જરૂર ઉપર હું ભાર દઇને બોલવા માગું છું. મારો આશય સમજ્યા સિવાય યદ્વા તદ્વા બોલનારાઓ ભલે ગમે તેમ કહે, પણ હું હંમેશ બોર્ડિંગની તરફેણમાં છું. પરન્તુ, તે બોર્ડિંગ **આવા** શિક્ષણ માટે જ; નહિ કે હાલ જે **ધોરણે** અને **જેઓને માટે** ચાલે છે તે. બી. એ. નો અભ્યાસ મુંબઇમાં ચાલે છે તેમ શું ગુજરાત, કાઠિયાવાડ, પંજાબ વગેરે પ્રાંતોમાં નથી ચાલતો? તો મદદની ગરજવાળા ત્યાંના વિદ્યાર્થીઓએ દેશમાં થોડા ખર્ચે ભણવાનું છોડી મોટા ખર્ચે મુંબઇમાં શા માટે ભણવું જોઇએ? એલ. એમ. એન્ડ એસ., બી. એસ. સી. વગેરે પરીક્ષાને લગતું શિક્ષણ **માત્ર** મુંબઈમાં જ મળે છે તો **એવું** શિક્ષણ લેનાર વિદ્યાર્થીઓ માટે ભલે બોર્ડિંગ હો. અને તે પણ મકાન પૂરતી જ હોવાથી છેક જ ઓછા ખર્ચે ચાલવી જોઇએ. મૂળે તો આપણામાં કોઈ પૈસા આપતું નથી એવી બૂમ ચાલુ છે તો પછી વધારે ખર્ચ કરવાને બદલે છેક જ કરકસરથી ખર્ચ કરીને વધતી રકમ સ્કોલરશિપો વગેરેમાં ખર્ચવી તે જ વિશ્વાસ ઉત્પન્ન કરવાનો ખરો રસ્તો છે. શ્રીમંતો પૈસા નથી આપતા એમ બૂમો પાડવા પહેલાં કેળવાએલાઓએ બતાવી આપવું જોઇએ કે, જે કેળવણીના કામ માટે અમે પૈસા માગીએ છીએ તે કેળવણી અમને

મળેલી હોવાથી અમે આટલો આત્મભોગ આપી શકીએ છીએ, દુઃખ વેઠીને પણ આટલી સખાવત કરી શકીએ છીએ, સંઘના હિતાર્થે ઘેરેઘેર ભીખ માગવામાં મહિના—એ મહિનાનો વખત અર્પણ કરી શકીએ છીએ, બોર્ડિંગ વગેરેના આગેવાન બની વર્ષમાં બે ત્રણ વખત તે ખાતાની મુલાકાતો લઇ તથા ગામોગામ પત્રો લખી તે ખાતાંને તરતું કરી શકીએ છીએ. એમ બતાવી આપવામાં આવશે તો મદદની કાંઇ ખોટ નહિ પડે.

નામદાર ગાયકવાડ સરકારે ગઇ સાલ પોતાના અમુલ્ય પત્રમાં આપણને સલાહ આપી હતી કે ' In this connection you can organize Funds for scholarships for higher education, especially for the advanced study of commerce and some of the applied sciences. This will do a material good to your people. ' આ સલાહનું મૂલ્ય થઇ શકે તેમ નથી. તેમાં જણાવ્યા મુજબ જો આપણે મહિને પચાસ રૂપિયા મેટ્રિક કે ઇન્ટરના વિદ્યાર્થીને માત્ર મકાન પૂરું પાડવાના કામમાં ખર્ચવાને બદલે એટલી જ રકમ સાયન્સ અને વ્યાપારી તાલીમ લેનારને સ્કોલરશિપ આપવામાં ખર્ચીએ તો આપણે થોડામાં થોડા ખર્ચે વધારેમાં વધારે ફાયદો પ્રાપ્ત કરી શકીશું. વ્યવહારિક કેળવણીની હિમાયત કરવી એટલે એમ નહિ કે, પાઇની જગ્યાએ પાંચસો રૂપિયા ગમે તેવા શિક્ષણમાં વાપરી નાખવા. નહિ, આપણે કેળવણીનો **પ્રકાર** અને ખર્ચનો **રસ્તો** બન્ને મુદ્દા વિચારીને જ ખર્ચ કરવું જોઇએ, અને તેમ કરીએ તો લાખો રૂપીઆ આવા કામમાં મળવા મુશ્કેલ થાય નહિ એમ હું ખાત્રીપૂર્વક કહી શકું છું. **જે કાંઈ ખોટ છે તે પૈસાની નથી, પણ પૈસાનો સારો ઉપયોગ કરવાની છે અર્થાત્ વિચારકો (Thinkers)ની અને સંચાલકો (Organizers)ની** છે. એક વખત આપણા હાથમાં કોઇ પણ

રીતે પાંચ પચાસ હજાર રૂપિયા આવી ગયા તેથી કાંઇ આપણું કામ પૂરૂં થયું સમજવાનું નથી. પાંચ લાખ માણસોને કેળવવા છે; માટે લાખો-કરોડો રૂપિયાની આપણને ગરજ છે. એટલા માટે રૂપિયાની નહિ પણ લોકોની ભલી લાગણીની જો આપણે દરકાર કરીશું તો રૂપિયા નિરંતર મળ્યા જ રહેશે. જે જાતની કેળવણી માટે આપણે શ્રીમંતોની મદદ માગીએ છીએ તે જાતની કેળવણી લેનારાઓએ એમ બતાવી આપવાની તક લેવી જોઈએ કે અમુક કામ તેઓ કોઈ પણ જાતનો બદલો લીધા સિવાય કરી શકે છે. એક માણસ હજાર ને ભારે પડી શકે. એક માણસ આખા દેશને તારી શકે. પણ તે ક્યારે ? તેનો આશય પવિત્ર હોય, તેનામાં સંપૂર્ણ દૃઢતા હોય અને ધારેલાં કામ માટે પોતાનો વખત, શરીરબળ અને સાધનોનો ભોગ આપવામાં લેશ પણ પાછી પાની ન કરે; ત્યારે જ કાંઈ ઉન્નતિ થઈ શકે. અને કેળવણી ત્યારે જ લીધી કહેવાય જ્યારે તેને પરિણામે **આવા ગુણો આવે.**

જાપાનનું રાજ્ય ૧૮૭૨ સુધી ખુણામાં પડયું હતું. તે વર્ષમાં એવો ઢંઢેરો પિટાવવામાં આવ્યો કે જાપાનના કોઈપણ માણસે અશિક્ષિત રહેવું નહિ. રાજ્યની અનેક સગવડો અને મદદોને લઇને માત્ર ૩૦ વર્ષમાં તો ૯૬ ટકા જેટલા પુરૂષો અને ૭૯ ટકા જેટલી સ્ત્રીઓમાં શિક્ષણ ફેલાયું. આપણને રાજ્યની મદદ થોડી મળે છે; તો બાકીની મદદ કોમોએ પૂરી કરવી જોઈએ છે. કોમકોમની અલગ સ્કૂલો કરી જુદા પડવું એ મને ઉચિત લાગતું નથી. કોમોએ માત્ર એટલું જ કરવાનું છે કે ચાલતી સ્કૂલો અને કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓને સ્કોલરશિપો આપવી. આપણે લોકો ગાંડા ઉમંગવાળા (Over-enthusiasts) છીએ. જે કામ પહેલી દૃષ્ટિએ ઠીક લાગ્યું તેમાં જ આંખો મીંચીને પૈસો ઉડાવવા માંડીયે છીએ, પણ લાભના ટકા જોવા થોભતા નથી. **ફાયદાના પ્રમાણમાં જ** ખર્ચ કરવું જોઈએ અને **બીજી જરૂરીઆતો** તરફ પણ લક્ષ આપવું જોઈએ.

વ્યવહારિક શિક્ષણને લગતા વા. મો. શાહના ઉપરના વિચારો હજુ કેમ જાણે આજના જમાના માટે ઉચ્ચારાયા હોય એટલા અદ્યતન છે, કારણકે તેવા વિચારોનો અમલ હજુ ત્રણ ત્રણ દશકા પછી પણ આપણે કરી શક્યા નથી.

સ્ત્રી-શિક્ષા સંબંધી પણ એક ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો અને તેના અનુમોદનમાં જલંધરના 'કન્યા મહાવિદ્યાલય'માં દશમા ધોરણમાં અભ્યાસ કરતી દેવી લજ્જાવતીએ સ્ત્રી કેળવણીની આવશ્યકતા ઉપર શુદ્ધ હિંદી ભાષામાં અત્યંત છટાદાર રીતે ભાષણ આપ્યું હતું. તેમાંની એક ઉપયોગી કંડિકા નીચે ઉતારી લીધી છેઃ—

'જાતિના ઉદ્ધાર માટે જૈનધર્મની આ કોન્ફરંસો મળે છે તે જોઈ હું મારી પ્રસન્નતા જાહેર કરૂં છું. સ્ત્રીયો પુરૂષની અર્ધાંગના છે અને તેને જ્ઞાન આપ્યા વગર કોઇપણ દેશની ઉન્નતિ થતી સાંભળી નથી. ઉન્નતિ માટે ઉડતા પોકારથી આકાશ ગાજી ઊઠે છે અને જમીન ખળભળે છે; છતાં હજુ કોઈ એમ વિચારતા નથી કે સ્ત્રીયોને શિક્ષણ આપ્યા વગર ઉન્નતિ ક્યાં છે? તમે ઉંચે ઉડશો તો તમારી સ્ત્રીઓ તમારા પગે દોરી બાંધી તમને નીચેથી ખેંચી રાખશે. સુખી રાજા રોગગ્રસ્ત થયેથી જેમ પોતાના મ્હોં પરથી માખી પણ ઉડાડી શકતો નથી તેમ તમે પોતાને સુખરૂપ માનો, પણ તમે દરદી છો તેથી તમારી ઉન્નતિ કેમ થઇ શકશે? સ્ત્રી શિક્ષા મહાભારતના પહેલાંના સમયથી ચાલી આવેલી છે, કંઈ નવી નથી. પુત્રને વિદ્યાદાન દેવા માટે તમો કરોડો રૂપિયા ખર્ચો છો અને પુત્રીને બીન કેળવાયેલી રાખી તેના નિશ્વાસ વહોરો છો. એ રીતે કાંટાનું બીજ વાવી આંબાની આશા ક્યાંથી રાખશો? જ્યાંસુધી સ્ત્રી-કેળવણી માટે સબળ ઠરાવ તમે ન કરો ત્યાંસુધી કોન્ફરન્સ અર્થે ખર્ચાતાં બધાં નાણાં બરબાદ છે. ઉન્નતિના

ઉંચા શિખરે બેઠેલા આપ અવિદ્યારૂપી નદીમાં તણાતી પુત્રીઓને નહિ ઉગારો તો કેવા કઠોર હૃદયના કહેવાશો ? સ્ત્રીયોની યાદદાસ્ત તેજ હોય છે, બુદ્ધિ તેજ હોય છે, બીન કેળવાયલી સ્ત્રીઓ ક્લેશમાં જીવન ગાળે છે અને તમારી જિંદગી ખરાબ કરે છે. માટે તેને કેળવણી આપો અને તમારી સાથે સભામાં તમારી પુત્રીઓ અને પત્નીઓ આવે તેમ કરો.'

આ અધિવેશનમાં છેલ્લું કાર્ય વા. મો. શાહની કદરશનાસીનું હતું. પંજાબના સમસ્ત શ્વે. સાધુમાર્ગી જૈન સંઘ તરફથી મિ. પરમાનંદજી પ્લીડર બી. એ. બી. એલ. તરફથી જાહેર કરવામાં આવ્યું હતું કે 'આખા પંજાબની પ્રાંતિક કોન્ફરંસ મિ. વાડીલાલ મોતીલાલ શાહનો ઉપકાર માને છે. ધર્મ સંબંધી તેમણે કરેલી જાગૃતિથી આખો સમાજ બહુ ખુશી છે. 'જૈનસમાચાર'ના લેખથી અમને બહુ ફાયદો થયો છે અને તેના પ્રયાસથીજ પ્રાંતિક કોન્ફરન્સ ભરવા અમે તૈયાર થયા હતા.' આ શબ્દોથી ખુશી થઇને પ્રમુખ મહોદયે મિ. વાડીલાલને પોતાની પાસે બોલાવી બહુ સારા શબ્દોમાં મુબારકબાદી આપી એક ચંદ્રક આપ્યો હતો. પ્રમુખના માન ખાતર તે વખતે તો તે ચંદ્રક તેઓએ સ્વીકારી લીધો હતો, પરન્તુ થોડીવાર રહીને તે ચંદ્રક પાછો સુપ્રત કરતાં તેમણે સુણાવ્યું હતું કે 'મારી બુઝાયલી કદર માટે પ્રમુખ સાહેબનો તથા પંજાબ સંઘનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનું છું, પરન્તુ છેલ્લું કેટલુંક ઘયાં મેં માનપત્રો અને ચાંદોની રમતોથી છેક જ દૂર રહેવાનો નિશ્ચય કરેલો છે. માણસને પોતાનું મન જે માન આપે છે તે સૌ માનથી વધારે કિંમતનું છે. બહારથી મળતું માન ઘણી વખતે માન લેનારને ઘણી મુસ્કેલીમાં મૂકનારૂં થઇ પડે છે.' પત્રકારોએ આ વસ્તુને સાચી રીતે સમજી લેવાની જરૂર છે.

●

૭

# પાંચમું અધિવેશન : સિકંદ્રાબાદમાં

## [ તા. ૧૨-૧૩-૧૪ એપ્રિલ ૧૯૧૩ ]

સિકંદ્રાબાદ અધિવેશનની પ્રેરણા શ્રી વાડીલાલ શાહે કરી હતી અને તેટલા ખાતર કૉન્ફરન્સ તરફથી પ્રગટ થયેલા અહેવાલમાં તેમજ સ્વાગતપ્રમુખનાં ભાષણમાં તે મતલબની એક નોંધ પણ લખવામાં આવી હતી. સને ૧૯૧૨ના નવેમ્બર માસમાં શ્રી શાહ હૈદરાબાદ ગયા હતા અને અધિવેશન ભરવા બાબત શ્રી લાલા સુખદેવ સહાયજીની સાથે મસલત કરીને સિકંદ્રાબાદ મુકામે અધિવેશન ભરવાનું નકકી કર્યું હતું. અધિવેશનને લગતાં સઘળાં ખર્ચનો ભાર લાલાજીએ પોતાને માથે લીધો હતો અને કાર્યવાહીનો સઘળો ભાર કૉન્ફરન્સ ઓફિસે સ્વીકારવો એમ લાલાજીએ તથા વા. મો. શાહે નકકી કર્યું હતું. એટલું નકકી થયા પછી તે બાબતના ખબર કૉન્ફરન્સ ઓફિસને આપવામાં આવ્યા હતા. કૉ. ઓફિસનો મુકામ લગભગ બે માસ સુધી ત્યાં રહ્યો હતો. મુનિમહારાજોમાં તપસ્વી મહારાજશ્રી કેવળઋષિજી તથા બાલબ્રહ્મચારી મુનિશ્રી અમોલખઋષિજી અધિવેશન પહેલા બે જ દિવસે હૈદરાબાદથી પધાર્યા હતા. બહારગામના અને તેમાંયે ગુજરાત કાઠીયાવાડના પ્રેક્ષકો તેમજ પ્રતિનિધિઓની સંખ્યા ઘણી જ કમતી હતી—પ્રેક્ષક તેમજ પ્રતિનિધિની મળીને સુમારે ૩૫૦ ટિકિટ વેચાણી હતી.

આ અધિવેશનનાં પ્રમુખપદ માટેની ચુંટણી માટે ધમાલ થઈ હતી. છેવટે પ્રમુખની પસંદગી માટે વા. મો. શાહને અરજ કરવામાં આવી હતી અને કોન્ફરન્સ ઓફિસે સૂચવેલાં ત્રણ નામોમાંથી એકની પ્રમુખ તરીકે હા પડાવરાવી ઓફિસને તારથી ખબર આપ્યા ત્યારે ઓફિસે તે નિમણુંક રદ કરી પેલા સદ્‌ગૃહસ્થોનું તેમજ વા. મો. શાહનું અપમાન કર્યું હતું. છેવટે જલગામવાળા શ્રીયુત લછમનદાસજીની પ્રમુખ તરીકે નિમણુંક કરી હતી. આ અધિવેશનમાં સુપ્રસિદ્ધ શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનબંધુ પંડિત લાલને હાજરી આપી હતી, એટલું જ નહિ પણ બે ચાર ભાષણો પણ તેમણે આપ્યાં હતાં. સ્વાગતપ્રમુખ તરીકે લાલા સુખદેવ સહાયજી હતા. પ્રમુખ મહાશયનું ભાષણ સમયોચિત હતું. ધાર્મિક જ્ઞાનની વૃદ્ધિ થવા સારૂ જૈન સૂત્રોની પ્રતોનાં સંશોધનની તેઓએ હિમાયત કરી હતી; ધાર્મિક તેમજ વ્યવહારિક શિક્ષણ સંબંધી વિસ્તારપૂર્વક વિવેચન કરીને તેની ઉપયોગિતા સમજાવી હતી; ઐક્ય પર ભાર મૂકયો હતો; હાનિકારક રિવાજો તરફ અંગુલિનિર્દેશ કર્યો હતો; નિરાશ્રિતો તરફ અનુકંપા દર્શાવીને જીવદયાના આદેશનું સાફલ્ય સમજાવ્યું હતું.

અહીં એક વાત સમજી લેવા જેવી હતી. રતલામની 'જૈન ટ્રેનિંગ કોલેજ'માંથી વિદ્યાર્થીઓને નસાડવા બાબતમાં ચોતરફથી ઉહાપોહ થયો હતો. કોલેજના સત્તાધીશોએ તેમજ અનેક સંઘાડાના મુનિઓએ એ બાબતમાં 'જૈન સમાચાર'માં લખાણો લખ્યાં હતાં, જેને પરિણામે પૂજ્ય શ્રી જવાહરલાલજી મહારાજના અનુરાગીયો એ 'જૈનસમાચાર'ને તેમજ તેના અધિપતિ વાડીલાલ શાહને દુશ્મન દેખતા હતા. અલબત્ત આ અધિવશન વખતે તો 'જૈનસમાચાર' યોગનિદ્રામાં ઘોંટાઈ ગયું હતું, પરન્તુ જવાહરલાલજી મહારાજના ભકતોએ એ સવાલ ફરીથી ઉપાડીને વિદ્યાર્થીઓનાં વર્તનની બાબતમાં મહારાજશ્રીની નિર્દોષતા સાબીત કરવાનું ધાર્યું હતું અને કોન્ફરન્સેજ

મહારાજશ્રીને નિર્દોષ જાહેર કરવા તેમજ સદરહુ લખાણો લખનારાને દોષિત જાહેર કરવા એ મતલબની હીલચાલ મહારાજશ્રીના ભકતોએ ઉપાડી હતી. આવી વસ્તુસ્થિતિ હોવાથી સબ્જેકટ કમિટિની શરૂઆતમાં જ ભાષણ કરતાં જણાવ્યું હતું કેઃ—

ગૃહસ્થો ! દક્ષિણના ભાઈઓ કોન્ફરન્સ જેવાં કામકાજથી અજાણ્યા હોવાથી અને આ વખતે મોટે ભાગે દક્ષિણના સ્વધર્મીઓની જ હાજરી હોવાથી, કોન્ફરન્સ શું છે-શા આશયથી સ્થપાઈ છે —આજ સુધીમાં તેણે કેટલી પ્રગતિ કરી છે અને હવે એને સંગીન બનાવવા માટે શું કરવું જરૂરનું છે એ સંબંધમાં થોડીક પ્રાથમિક સૂચનાઓ આ કમિટિને આપવી જરૂરની છે કે જેથી વ્યવહારૂ કાર્ય કર્યાનો જશ તમો ભાઇઓને મળે. આપણા લોકો ધનવાન છે, પરંતુ શિક્ષિત નહિ હોવાથી શું કરવું જરૂરનું છે અને કેવી રીતે કરવું જરૂરનું છે તેનો ખ્યાલ તેમને ઓછો આવે છે. જ્યાં સુધી હાનિકારક રિવાજો પ્રચલિત રહે ત્યાં સુધી અમુક પ્રકારની સમાજ–સુધારણા પણ અશકય બને છે. એટલા ખાતર જે કંઈ કરવા જેવું છે તે વિદ્યાના પ્રચાર વાસ્તે શરૂ કરાયલાં 'વિદ્યોત્તેજક ફંડ'ને મજબુત બનાવવાનું છે.xxx આ જગ્યાએ એક ઓર સૂચના કરવાનું હું ઉચિત સમજું છું કે મુનિ શ્રી જવાહરલાલજી મહારાજના સંબંધમાં દક્ષિણમાં જે અશાન્તિ ફેલાઈ રહી છે તે અશાન્તિના ઝઘડાને, વિદ્યાપ્રસાર તેમજ શાસ્ત્રોદ્ધારનાં ઉત્તમોત્તમ તેમજ મહાપવિત્ર કામમાં લાવવો તે ઠીક નથી. મુનિઓની બાબતમાં ઇન્સાફ આપવો કે કાંઈ ઠરાવ કરવો તે કોન્ફરન્સની સત્તા અને સ્થિતિ બહારનું કામ છે. વળી આજે **એક** મુનિના શ્રાવકો એક સવાલ રજુ કરશે તો કાલે **બીજા** સાધુઓ પણ અવાજ કરશે. માટે કોન્ફરન્સનાં રક્ષણ તરફ દૃષ્ટિ રાખીને હું તમો સર્વને અરજ કરૂં છું કે આ સવાલ અત્રે લાવવો જવા દઇ, મહારાજને અને શ્રાવકોને સંતોષ આપવા માટે હમણાં હું એક ઈલાજ બતાવું છું તે સ્વીકારો. તે ઈલાજ એ છે કે વસ્તુસ્થિતિ અને કોમનું હિત

વિચારીને હું કહેવા તત્પર છું કે મહારાજની બાબતમાં જે કાંઈ અનેક મુનિઓ તરફથી, કૉલેજના હોદ્દેદારો તરફથી તેમજ બીજાઓ તરફથી લખવામાં આવ્યું છે તે સર્વનો દોષ–જો તે દોષ હોય તો– મારે શિર લઉં છું અને હું **મારી જ ખુશીથી** વિદ્વાન મહારાજ શ્રીને ક્ષમાવવા જવા તૈયાર છું. મહારાજ સાહેબ વિદ્વાન છે એમ તો હું અનેક વખત મારા પેપરમાં જણાવી ગયો છું. તો મને શ્રદ્ધા છે કે જે પેપરમાં તેમના સંબંધી (કૉલેજના વિદ્યાર્થીઓને નસાડવા સંબંધમાં) જુદી જુદી વ્યક્તિઓએ લેખો પ્રસિદ્ધ કરાવ્યા છે તે પેપર આજે બંધ છે, અને તે તે પેપરનો માલીક પોતે મહારાજશ્રીને ક્ષમાવવા અને સર્વના દોષ પોતાને શિર લઈ બદલામાં શાન્તિ તથા કૉન્ફરન્સ માતા માટે પુષ્ટિનું દાન માગે છે; અલબત્ત એમ કરવામાં તેની લાગણીઓ કેટલી ચીરાય છે તે તે પોતે જ જાણે છે. પરન્તુ કૉન્ફરંસનું હિત વિચારતાં, તે આ પગલું ભરવા પોતાની રાજીખુશીથી તૈયાર થાય છે, એવી સમજથી કે તમો સદ્‌ગૃહસ્થો સામો સંતોષ જણાવી હમણાં જ થયેલી રૂા. ૬૦૦૦ની શાસ્ત્રોદ્ધારક ફંડની રકમને આગળ વધારવા કૃપા કરશો.'

વાડીલાલ શાહના એવા અણધાર્યા શબ્દોની સબ્જેક્ટસ કમીટી પર ખાસ અસર થઈ હતી અને તેઓએ તેમના માથે સઘળો દોષ મૂકવા જેવો ગુન્હો કરવા નાખુશી બતાવી હતી અને વા. મો. શાહના વિવેક માટે તારીફ કરીને એક ખાસ કમીટી નીમીને મહારાજશ્રીની નિર્દોષતા જાહેર કરવાનું કામ તેને સુપ્રત કરવામાં આવ્યું અને ખરેખર આ અધિવેશનમાં એ કમીટીએ એવી મતલબનો ઠરાવ પસાર કરાવ્યો હતો કે 'ઇંદોર કે બાબત મેં શરૂઆતકા જો લેખ કૉલેજ સેક્રેટરી મિ. કેશરીચંદજી ભંડારી વ કૉલેજ કે પ્રિન્સિપલ મિ. પ્રિતમલાલજી કચ્છી કે જો લેખ પ્રસિદ્ધ હુવે હૈં ઉનકો પઢનેસે વ દૂસરે કાગજ તપાસને મેં વ હકીકત સુનનેસેં વિદ્યાર્થીઓંકો ભગાને બાબતકા આરોપ મહારાજ સાહેબ શ્રી મોતીલાલજી વ જવાહરલાલજી

મહારાજ પર સાબીત નહી હોતા હૈ ઈસ લિયે યહ કમિટિ શ્રી મહારાજ સાહેબ કો નિર્દોષ ઠહરાતી હૈ.'

પંડિત લાલને ધાર્મિક શિક્ષણ તેમજ વ્યવહારિક કેળવણી પર સારો પ્રકાશ પાડયો હતો અને શ્રી વનેચંદ રાજપાલની પુત્રી બહેન જવલે 'શિક્ષણ' પર ઉત્તેજક શબ્દોમાં ભાષણ આપ્યું હતું. આ ઉપરાંત ધ્યાન ખેંચે તેવો એક ઠરાવ પસાર થયો હતો અને તે કોન્ફરન્સને દૃઢ બનાવવાને લગતો હતો. તે ઠરાવ શ્રી વા. મો. શાહે રજુ કરતાં હિંદી ભાષામાં લંબાણપૂર્વક વિવેચન કરીને કોન્ફરંસ તરફ અજ્ઞાનવર્ગ તેમજ વિદ્વાનો તરફથી જુદા જુદા આક્ષેપો કરાતા હતા તેના ખુલાસા આપ્યા હતા તથા એક વર્ગને બુદ્ધિપૂર્વક હિતાહિત વિચારવાની અને બીજા વર્ગને શ્રદ્ધા તથા આત્મભોગ આપવાનું શિખવાની અરજ કરી હતી. છેવટે મહારાજ શ્રી જવાહરલાલજીની બાબતમાં સૌને ધાર્યા કરતાં પણ વધારે સંતોષ અપાઈ ગયાની યાદ આપીને તેમણે જણાવ્યું હતું કે 'ઉનાળામાં સખત તાપ પછી જેમ મેઘરાજાની પધરામણીથી ઠંડી અવશ્ય થાય છે તેમ કજીયાના ઉકળાટ પછી સખાવતના વરસાદ વડે સંઘમાં શીતળતા થવા દો!' પંડિત લાલને પણ અસરકારક ભાષામાં એ અપીલનું સમર્થન કર્યું હતું. પરિણામે આશરે રૂા. ૩૨૦૦૦નું ફંડ થવા પામ્યું હતું.

એ રીતે સિકંદ્રાબાદ અધિવેશનની સમાપ્તિ થતાં પ્રમુખ મહોદય, શ્રી ગોકળદાસ રાજપાળ તથા શ્રી લલ્લુભાઇ નારણદાસની સંગાથે શ્રી વાડીલાલ મોતીલાલ શાહે મહારાજ શ્રી જવાહરલાલજીનાં દર્શનાર્થે પુના મુકામે જઇને તેઓશ્રીને સંતોષ આપ્યો હતો. અને એ પ્રમાણે આપણા સમાજની એક કરુણ કથની પર પડદો પડચો હતો.

૮

# નિરુત્સાહી વાતાવરણનો દશકો

[ ઇ. સ. ૧૯૧૩ થી ઇ. સ. ૧૯૨૩ ]

કોન્ફરન્સની સ્થાપનાની શરૂઆતનાં વરસો દરમ્યાન સ્થાનકવાસી જૈનોમાં ઉત્સાહનો ઉભરો આવ્યો હતો. તે ઉભરો વખત જતાં ઓસરતો ગયો. પહેલાં ત્રણ અધિવેશન વખતે એ ઉભરામાં ઓટ આવેલી દેખાતી નહોતી, પરન્તુ જલંધર–અધિવેશન તેમજ સિકંદ્રાબાદ અધિવેશન સમયે એ ઉત્સાહના ઉભરામાં સારી સરખી ઓટ આવેલી જનસમાજે જોઈ હતી. અને પછીના વચગાળાના એક દશકામાં એ ઓટમાં ખૂબ જ વધારો થવા પામ્યો, તે એટલે સુધી કે સમસ્ત ભારતવર્ષના સ્થાનકવાસી જૈનો તેમની એક મહાસભાને કેમ જાણે ભૂલી ગયા હોય એવું વાતાવરણ પ્રસરી ગયું. આ પરિસ્થિતિ સને ૧૯૨૫ ની સાલમાં મલકાપુર અધિવેશન ભરાયું ત્યાં સુધી રહેવા પામી. એ તેર વર્ષના ગાળામાં અમુક અમુક સમયને અંતરે જનરલ કમીટી કે મેનેજિંગ કમીટીની બેઠક ભરવામાં આવતી હતી, જે વખતે ગણ્યા ગાંઠયા એટલે આંગળીને વેઢે ગણી શકાય એટલા સભ્યોની હાજરી રહેતી હતી અને વાતાવરણને વધારે નિરુત્સાહી બનાવતી હતી.

અલબત્ત, એ બાર–તેર વર્ષના ગાળા દરમ્યાન મેનેજિંગ કમિટીની અપવાદ રૂપ એક બે મિટિંગ ભરવામાં આવી હતી. અને એવી એક મિટિંગ **અમદાવાદ** મુકામે સને ૧૯૧૭ના એપ્રિલ માસમાં તા. ૭ થી ૧૦ સુધીના ત્રણ દિવસમાં ભરવામાં આવી હતી. એ બેઠકમાં કેટલાક ઉપયોગી ઠરાવો કરવામાં આવ્યા હતા, જેમાંનો સૌથી વિશેષ ધ્યાન ખેંચે તેવો કોન્ફરન્સને સંગીન બનાવવા માટે કોન્ફરન્સ ઓફિસની સુવ્યવસ્થાને લગતો હતો. તે ઠરાવ પર સુધારાની દરખાસ્ત શ્રીયુત **વાડીલાલ મોતીલાલ શાહે** નીચે મુજબ મૂકી હતીઃ—

"કોન્ફરન્સ ઓફિસ અને કોન્ફરન્સ અંગે ચાલતી તમામ સંસ્થાઓનો હું નીચેની શરતોએ બે વરસ મારા હસ્તક પરન્તુ આખા હિંદના માનવંતા આગેવાનોની દેખરેખ નીચે કરવા ઈચ્છા રાખું છું. તે શરતો નીચે મુજબ છે:—

૧. કોન્ફરન્સ પાસે જુદા જુદા ખાતાંની જે રકમો હાલ સિલિકમાં છે તે તે રકમોને મારા બે વર્ષના વહીવટ દરમ્યાન મારે હાથ અડાડવો નહિ અને તે કુલ રકમ હાલના સત્તાધારી મહાશયો પોતાની મરજી પડે ત્યાં વ્યાજે મૂકશે અને તે વ્યાજ મૂડીમાં ઉમેરતા જશે.

૨. બે વર્ષ સુધી કોન્ફરન્સ **ઓફિસ** તથા ટ્રેનિંગ કોલેજ **અમદાવાદ** ખાતે રહેશે અને તેના ખર્ચ માટે હું નવી આમદાની ન કરી શકું તો મારા **પદરને ખર્ચે** તે સંસ્થાઓ ચલાવીશ. તેમજ મુંબઈની બોર્ડિંગ પણ મારી જોખમદારીથી ચાલુ રાખીશ.

૩. **અમદાવાદ** ખાતે એક નવી બોર્ડિંગ સારા પાયા ઉપર મારા ખર્ચે ખોલીશ, જેને માટે રૂા. ૧૮૦૦૦ નું મકાન લઈશ અને આ રકમ તથા બોર્ડિંગનાં બે વર્ષનાં ખર્ચ જેટલી રકમ હમણાં જ જુદી મૂકીશ. **આ સંસ્થા કોન્ફરન્સથી સ્વતંત્ર ગણાશે.**

૪. કોન્ફરન્સનું પ્રેસ તથા પેપર **અમદાવાદ** ખાતે બે વર્ષ સુધી રહેશે અને વ્યવસ્થા હું કરીશ.

૫. હાલ જે સિલિક છે તે **હાલના સત્તાધારી મહાશયો** વ્યાજે મૂકશે. તેમજ હું જે કાંઈ **નવું** ફંડ કરીશ **તે રકમ પણ** મારી દેખરેખ નીચે રાખવાની મને સત્તા રહેશે **નહિ**. નવી આમદની સાચવવાનો, વ્યાજે મુકવાનો, તેનો હિસાબ રાખવાનો વગેરે નાણાં આપતોનો અધિકાર ટ્રેઝરર તરીકે શેઠ જેસિંગભાઈ ઉજમશીને કોન્ફરન્સે આપવો. હિસાબ રાખવાનું કામ બજાવવા તેઓ પોતાની તરફથી પસંદ કરેલો માણસ રાખશે, જેના ઉપર Derect control તેમનો રહેશે.

૬. **અમદાવાદ** ખાતે રહેવાની સંસ્થાઓનો વહિવટ નીચેના ગૃહસ્થોથી બનેલી કમીટી ચલાવશેઃ—

પ્રેસિડન્ટ : રા. રા. જેસંગભાઈ ઉજમશી
વાઈસ પ્રેસિડન્ટ : રા. બ. કાલિદાસ **નારણદાસ**
મેનેજિંગ સેક્રેટરી : **વાડીલાલ મોતીલાલ શાહ**
ઓનરરી સેક્રેટરીઝ : રા. **ત્રિભુવનદાસ પ્રાગજી** તથા
રા. **ચુનીલાલ નાગજી વોરા**

મેમ્બર્સ : ૧. ડો. જીવરાજ ઘેલાભાઈ દોશી L. M. & S., રા. **અભેચંદ કાલિદાસ** વકીલ, રા. **મણિલાલ ચતુરભાઈ શાહ,** M. A. LL. B., રા. ત્રીકમલાલ ઉગરચંદ મહેતા, હાઈકોર્ટ પ્લીડર, રા. **કાલિદાસ જશકરણ** ઝવેરી B. A. LL. B. ઉપરના Active Workers થી બનેલી કમીટી કામકાજ કરશે. જેઓ પૈકીના રા. **ત્રિભુવનદાસ પ્રાગજી** તથા રા. **ચુનિલાલ નાગજી વોરાએ** બે વર્ષ માટે પોતાનું વતન અને આમદાની છોડીને મારી સાથે **અમદાવાદમાં** આવી રહેવા અને ઓનરરી વર્કર્સ તરીકે પૂર ઉત્સાહથી સેવા બજાવવા કબુલ્યું છે.

૭. ઉપર કહેલી વર્કિંગ કમીટી સ્વતંત્ર રીતે કામ કરશે નહિ, પણ તે નીચે જણાવેલા આખા હિંદના માનવંતા પ્રતિનિધિ રૂપ ગણાતા ગૃહસ્થોથી બનેલી બોર્ડ ઓફ ડિરેકટર્સના હાથ નીચે રહીને કામ બજાવશે:—

| | | |
|---|---|---|
| ૧. | શ્રી બાલમુકુંદજી ચંદનમલજી | સતારા |
| ૨. | શ્રીયુત મેઘજીભાઈ થોભણ | મુંબઈ |
| ૩. | લાલા સાદીરામ ગોકુલચંદ | દિલ્હી |
| ૪. | દિવાન બહાદુર બિસનદાસજી | કાશ્મીર |
| ૫. | શ્રીયુત મગનમલજી ચાંદમલજી | અજમેર |
| ૬. | શ્રીયુત અંબાવિદાસ ડોસાણી | મોરબી |
| ૭. | લાલા સુખદેવ સહાયજી | હૈદરાબાદ |
| ૮. | રા. બ. કાલિદાસ નારણદાસ | ઇટોલા |
| ૯. | શ્રીયુત બરધભાણજી પિતલીઆ | રતલામ |
| ૧૦. | ,, બાછરાજજી રૂપચંદજી | પાચોરા |
| ૧૧. | ,, તુલસીદાસ મોનજીભાઈ | મુંબઈ |
| ૧૨. | ,, જેસંગભાઈ ઉજમશી | અમદાવાદ |
| ૧૩. | ,, પુરૂષોત્તમદાસ માવજીભાઈ વકીલ | રાજકોટ |
| ૧૪. | ,, સૌભાગ્યમલજી મુથા | ઇચ્છાવર |
| ૧૫. | ,, દેવશીભાઈ ભાણજીભાઈ | કોચીન |
| ૧૬. | ,, મણિલાલ હાકેમચંદ ઉદાણી M. A. LL. B. | રાજકોટ |

આ ઉપરાંત બીજાં નામો ઉમેરવાની જરૂર જણાયેથી કોન્ફરન્સ ઓફિસ વધુ નામો ઉમેરી શકશે.

૮. ‘બોર્ડ ઓફ ડિરેકટર્સ’ વરસમાં બે વખત ડિરેકટરોની સગવડ મુજબના સ્થળે મળશે અને તેઓ વર્કિંગ કમીટીએ કરવાનાં કામો નક્કી કરશે તથા વર્કિંગ કમીટીએ કરેલાં કામો તપાસશે.

**તેઓ પ્રોક્ષીથી વોટ આપી શકશે નહિ,** પણ પોતાની હાજરીથી જ પોતાના બહોળા અનુભવનો લાભ આપશે. પાંચ મેમ્બરોની હાજરીથી 'કોરમ' થયું ગણાશે.

૯. હાલ લાંબા વખતથી કોન્ફરન્સનું અધિવેશન થયેલું ન હોવાથી લોકોનો ઉત્સાહ ટૂટી ગયો છે અને ચાર આના ફંડ વગેરે આવક બંધ થઈ છે; માટે બીજા કશા માટે નહિ તો માત્ર લોકોમાં નવો ઉત્સાહ પ્રેરવા માટે થોડા મહિનામાં **અમદાવાદ** ખાતે **મારા ખર્ચે** કોન્ફરન્સનું અધિવેશન કરવા મંજુરી આપવી.

૧૦. ઉપર મુજબની શરતોએ બે વર્ષ સુધી કોન્ફરન્સનું કામ ઉઠાવવા હું ખુશી છું અને તે મુદત પુરી થયા બાદ આજની મેનેજિંગ કમિટિ જે જે ગૃહસ્થોને ચૂંટશે તેમની સમક્ષ સઘળો ચાર્જ સોંપી દેવાને હું બંધાયલો રહીશ. **અમદાવાદ** ખાતેની બોર્ડિંગ મારી સ્વતંત્ર સંસ્થા હોવાથી તેનો ચાર્જ સોંપવામાં આવશે નહિ, તેમજ એ બોર્ડિંગમાં બહારની મદદ બે વરસ સુધી મુદ્દલ સ્વીકારવામાં આવશે નહિ, કે જેથી કોન્ફરન્સની માલેકીનાં બીજાં ખાતાંની આમદાનીને ધક્કો લાગવાનો સંભવ ઉભો થાય નહિ."

ઉપરની દરખાસ્ત રજુ થતાં તેને રા. **સોભાગ્યચંદ વીરચંદ મોદીએ** અનુમોદન આપ્યું હતું.

ત્યારબાદ પ્રમુખ શ્રી મેઘજીભાઈ અને દરખાસ્ત રજુ કરનાર વચ્ચે નીચે મુજબના કેટલાક શાન્ત પ્રશ્નોત્તર થયા હતા:—

'મેં તમને ખાનગીમાં કહ્યું હતું કે તમારી માગણી બધાને પસંદ છે, પણ બે ત્રણ ગૃહસ્થોને પસંદ નથી; માટે એ વાત કમીટીમાં લાવવી જ નહોતી જોઈતી.'

'હા, તમે તેમ કહ્યું હતું, પણ તે તમારો એક **વ્યક્તિ તરીકેનો** અંગત અભિપ્રાય ગણાય; કમીટીમાં કોઈ વાત લાવવી કે નહિ એ વિચારવાનું કામ મારૂં છે. પણ આપનાજ કહેવા મુજબ જ્યારે હાજર

રહેલા **તમામને** આ વાત પસંદ છે તો માત્ર **બે-ત્રણ** ગૃહસ્થોની ઇચ્છાને આટલું બધું વજન શા માટે મળવું જોઇએ ? તેમ છતાં જો તે ૨-૩ ગૃહસ્થો પણ ખરેખર **શુભ આશયથી** જ અને **વ્યાજબી કારણસર** વાંધો લેતા હોય તો એવું સ્પષ્ટ કથન **એમના** મુખેથી જાણીને હું ઉલટો ખુશી થઈશ, અને મને એ દરખાસ્ત પાછી ખેંચી લેવામાં શ્રી સંઘનું મુકાબલે વધારે હિત થવાનો સંભવ લાગશે તો દરખાસ્ત પાછી ખેંચી લેવાને પણ ખુશી થઇશ. પરન્તુ મારે તેઓનાં નામ અને વિરોધનાં કારણો તો જાણવાં જોઇશે; મને તે જાણવાનો હક્ક છે.'

'નામો તેઓ જાહેર કરવા ખુશી નથી, અને હું તમને કહું છું કે આટલું મોટું ખર્ચ અને શ્રમ વેઠીને કામ ઉપાડવું તો પછી શા માટે એકના પણ વિરોધ વચ્ચે ઉપાડવું ?'

અત્રે પ્રમુખના કહેવાથી **અ**મદાવાદ સંઘના આગેવાન ગૃહસ્થ શ્રીયુત **વાડીલાલ શાહ**ને બહાર લઇ ગયા હતા અને આ કમીટી **અ**મદાવાદમાં-પોતાના વતનમાં-ભરાઈ છે અને આંહિ કાંઇ ટંટો થાય તેમાં **અ**મદાવાદ સંઘની શોભા રહે નહિ તથા **અ**મદાવાદ સંઘની શોભામાં વાડીલાલ શાહનો પણ હિસ્સો છે વગેરે કહી તથા આમાં **અ**મદાવાદ સંઘે તેમની માગણી ખુશાલી સાથે સ્વીકારી છે એવી ખાત્રી આપી આગ્રહ કર્યો કે બીજા કશા ખાતર નહિ તો અમદાવાદ સંઘના માન ખાતર પણ તેમણે દરખાસ્ત પાછી ખેંચી લેવી.

ત્યારબાદ એક સભ્ય રા. **પો**પટલાલ કેવળચંદ **શાહે** ઉભા થઇ જણાવ્યું કે 'હાજર ગૃહસ્થોમાંના ઘણાઓની સાથે હું પોતે પણ મિ. **વાડીલાલ**ની દરખાસ્તને પસંદ કરૂં છું અને તેમના આત્મભોગ માટે ધન્યવાદ આપું છું; પરન્તુ સર્વાનુમતે કામ થાય તો વધારે સારૂં એમ પ્રમુખ સાહેબની ઇચ્છા હોવાથી હું મિ. **વાડીલાલ**ને વિનતિ કરૂં છું કે તેમણે પોતાની દરખાસ્ત પાછી ખેંચી લેવા મહેરબાની કરવી.'

શ્રીયુત **વાડીલાલે** તે બાદ શાન્તિથી પણ નિરાશાભર્યા અવાજે જણાવ્યું કે 'બબ્બે પાંચપાંચ હજાર રૂપૈડીની **આશા** ખાતર આપણે ગમે તેવાને કોન્ફરંસના પ્રમુખ તરીકે લાવી બેસાડીએ છીએ અને હાથીના હોદ્દા પર પધરાવી પૂજીએ છીએ (જો કે કેટલીક વખત તે હાથી પર બેઠેલાઓએ પાછળથી, વચન આપેલી રકમ આપવાની પણ ના કહ્યાના દાખલા બની ચૂકયા છે). પૈસા મેળવવા આપણે કેટલી હદ સુધી નીચા જવું પડે છે તે તમો કોઈની જાણ બહાર નથી. પૈસા વગર જ લખોપતિઓની દેખરેખ નીચે મૂકાયલી એકની એક બોર્ડિંગ તમે બંધ કરવા તૈયાર થયા છો અને ટ્રેનિંગ કોલેજ પણ બંધ જ થવાની છે. પૈસાની આવી હાડમારી છતાં હું જ્યારે લગભગ ૪૦ હજાર જેટલી રકમ પોતાના ઉમંગથી કહાડી આપી બે વર્ષ સુધી ધંધો છોડી રાત્રિ દિવસ તમારાં ખાતાંઓને પગભર કરવાની માગણી કરૂં છું—અને તે પણ સ્વતંત્ર સત્તા સાથે **નહિ** પણ સંખ્યાબંધ આગેવાનોની કમીટીની સત્તા નીચે રહીને—તે છતાં તમે તે માગણી પાસ કરવામાં અચકાઓ છો, એ વિચારતાં મને તો કોમનું કમનસીબજ નજરે પડે છે. તમારી એવીજ મરજી છે—એજ નિશ્ચય છે—તો હું તમારી સાથે ઝગડવા ખુશી નથી અને દિલગીરી સાથે મારી દરખાસ્ત પાછી ખેંચી લઉં છું.'

સદરહુ કમીટીમાં બીજો ઉપયોગી ઠરાવ કોન્ફરંસનાં બંધારણના કાનૂન ઘડવા સંબંધી હતો. અત્યાર સુધી એવું બંધારણ હતું કે મેનેજિંગ કમીટીના મેમ્બર તરીકે આખા હિંદના પાંચ લાખ સ્વધર્મીઓની ઉન્નતિના **માર્ગ સૂચવી** શકે અગર કોઇ અનુભવીએ સૂચવેલા માર્ગે ખરી લાગણીથી ઉદ્યમ કરે એવા ગૃહસ્થો પસંદ કરવાને બદલે આ કોન્ફરંસના સુકાનીઓએ એવો ધારો ઘડેલો હતો કે રૂા. ૫૦૦) આપે તે મેનેજિંગ કમીટીનો મેંબર થાય અને રૂા. ૧૦૦૦) ભરે તેને બે મત આપવાનો અધિકાર મળે! એવા મુડીવાદી મેમ્બરોને કોન્ફરંસ કે કોમ પ્રત્યે કેટલી લાગણી હોય તથા કેટલી અક્કલ અને શક્તિ

હોય તે દરેક બેઠક વખતની હાજરી તથા કામકાજથી સ્પષ્ટ રીતે જણાઇ આવ્યું હતું. તે બંધારણ બદલાવીને નવા બંધારણમાં એવું ઠરાવવામાં આવ્યું કે વાર્ષિક રૂા. ૧૦) ભરનારી વ્યક્તિ પણ 'જનરલ કમીટી'નો સભ્ય થઇ શકે. જેઓએ અગાઉ રૂા. ૫૦૦) આપીને મેનેજિંગ કમીટીનો ઇજારો લીધો હતો તેમના માન ખાતર એવું ઠરાવવામાં આવ્યું કે તેઓ પણ હવે વાર્ષિક રૂા. ૧૦) ભરનારા જનરલ કમીટીના સભ્ય જેવા જ ગણાશે. પરન્તુ ફેર માત્ર એટલો કે એ હક્ક તેમને વંશપરમ્પરા ચાલુ રહેશે. એ આખા બંધારણ માટે આ કમીટીમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે 'કોન્ફરંસનું નવું બંધારણ નવું અધિવેશન થાય તે અધિવેશનની બહાલી મળતાં સુધી તેને મંજુર રાખવામાં આવે છે.' આ બંધારણનો પ્રશ્ન ખૂબ જ વિચારણીય છે અને ઘણોજ અટપટો છે, અને તેની છણાવટ એક અલાયદાં પ્રકરણમાં થવી જોઇએ અને તે આ અધિવેશનોના ઇતિહાસનો બીજો ભાગ હવે પછી પ્રગટ થવાનો છે તેમાં કરવાની ઉમેદ છે.

એ રીતે નિરુત્સાહભર્યા વાતાવરણમાં પણ સ્થિરવાસ કરીને રહેલી કોન્ફરંસ ઓફિસને અમદાવાદમાં ભરાયલી મેનેજિંગ કમીટીએ વિહાર કરાવીને દિલ્હી, રતલામ અને સતારા જેવાં જુદાં જુદાં સ્થળોમાં મુકામ કરાવ્યો એ ઠીક થયું. રતલામમાં સંવત ૧૯૭૬–૭૭ માં ઓફિસ શ્રી વરધભાણજી પિત્તળીયાની દેખરેખ નીચે રહ્યા પછી સંવત ૧૯૭૮ માં સતારાવાળા શ્રીયુત મુથાની સંભાળ નીચે મુકાઈ. તેમણે અધિવેશન ભરવા માટે સારા પ્રયાસો કર્યા. દક્ષિણ ભારતમાં અહમદનગર તેમજ બેંગ્લોર મુકામે અધિવેશન ભરવા માટેની યોજના કરવા માટે પ્રયત્નો કર્યા; પરન્તુ જન-સમાજને કોન્ફરંસ પ્રત્યે કંઈ પણ પ્રેમભાવ હોય એમ માલુમ પડ્યું નહિ. તેમ થવાનાં કારણો અનેક હતાં. શ્રી વાડીલાલ શાહની સેવાભાવ–પ્રેરિત યોજનાઓપ્રત્યે કોન્ફરંસના સંચાલકોએ જે વલણ અખત્યાર કર્યું હતું તે વલણની અસર જનસમાજનાં હૃદય પર થાય એમાં કંઈ નવાઈ નહિ. વળી

વા. મો. શાહ તો પત્રકાર રહ્યા એટલે તેમના પ્રત્યે જે પ્રત્યાઘાતી વર્તન બતાવાયું હતું તે વલણની સમજણ જનતાને આપતાં તેમનાં 'જૈનહિતેચ્છુ'માં નોંધ્યું હતું કે 'કમીટીની બેઠકમાં બનેલા અનેક બનાવો તથા થયેલા ઠરાવોમાં ઘણું એવું છે કે તેના ઉપર ઘણી ટીકા કરવી જોઇએ. પરન્તુ મને હવે લાગે છે કે મુડદાં પર ઓપરેશન કરવું નકામું છે.' જ્યાં પરસ્પર અવિશ્વાસ, દ્વેષ, હૃદયની ક્ષુદ્રતા અને ઘમંડનું રાજ્ય ચાલી રહ્યું હોય ત્યાં શુભ સલાહો અને માર્ગ-સૂચન સર્વ નકામાં છે. પ્રમાણિક કે સેવામય બનવું એ જ્યાં ગુન્હો ગણાતો હોય ત્યાં માથાફોડ કરવી એજ મૂર્ખતા છે; એટલા જ માટે સ્થાનકવાસી જૈન કોમમાં જેઓ કાંઇ પણ શાણપણ ધરાવતા હશે તેઓ તો હવે કોન્ફરંસનાં કોમી ફારસથી દૂર રહી પોતાના ખરા પરસેવાનાં નાણાં, સમય, બુદ્ધિ અને શકિતનો ઉપયોગ કોઈ જુદા અને વધારે સંગીન કામ પાછળ જ કરશે.' નિષ્પક્ષપાત પત્રકારના આવા અભિપ્રાયની અસર જનતા પર થાય એમાં નવાઈ કાંઇ ન ગણાય. પરિણામ એ આવ્યું કે વરસો સુધી સમસ્ત ભારતવર્ષના કોઇ સ્થળના સ્થાનકવાસી સંઘે અધિવેશન માટે આમંત્રણ આપ્યું નહિ અને નિષ્ક્રિયતાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું. આ પ્રમાણે ઇ. સ. ૧૯૨૫ સુધી ચાલ્યું, જ્યારે મધ્યહિંદુસ્તાનમાં આવેલાં મલકાપુર જેવાં નાનકડાં સ્થળના સ્થાનકવાસી જૈન સંઘને સમજાવીને અધિવેશન ભરવાની યોજના કરવામાં આવી અને તેર વર્ષના લાંબા ગાળાનાં નિરુત્સાહી વાતાવરણ પછી મલકાપુર અધિવેશન ભરાયું.



## ૯

# છઠ્ઠું અધિવેશન : મલકાપુરમાં

[ તા. ૭-૮-૯ જુન ૧૯૨૫ ]

**મલકાપુર** અધિવેશન ઉપલક દૃષ્ટિએ જોતાં તો તદ્દન સામાન્ય કોટીનું ગણાય અને પહેલાં એ અધિવેશન વખતે દેખાડેલા ઉત્સાહ તેમજ જોમની સરખામણીમાં કંઈ ખાસ ચમકદાર પણ ન ગણાય, પરન્તુ બીજી દૃષ્ટિએ જોતાં તેની ઉપયોગિતા પણ સમજવા જેવી છે. એ ઉપયોગિતાનાં કેટલાંક કારણો છે. સૌથી અગત્યનું અને નજરે ચઢે તેવું પ્રમુખનું ભાષણ છે. એ ભાષણ શ્રી **વાડીલાલ શાહ** પાસે લખાવરાવ્યું હતું અને સમાજથી વિરકત રહેનારા એ તત્વજ્ઞને આ અધિવેશન સમયે ફરીવાર વિનંતિ તેમજ આગ્રહ કરીને ફરી એક વાર સમાજ સાથે ભેળવવાનો પ્રયાસ કર્યો હતો અને તેની હાજરીએ આ અધિવેશનમાં ખૂબ ધ્યાન ખેંચે એવી વસ્તુ હતી. એમણે લખી આપેલાં ભાષણના સઘળા મુદ્દાઓ ખૂબજ વિચારણીય તેમજ ચિંતન-પ્રેરક હોવાથી, સમાજને ઉત્સાહની પ્રેરણા આપવાની ગરજવાળાઓએ તો તે ભાષણની હજારો નકલો છપાવરાવીને વિના મુલ્યે પ્રચાર કરવાની જરૂર હતી. નામદાર ગાયકવાડ સરકારે લખેલા પત્રને તેમજ મલકાપુર અધિવેશનના પ્રમુખને વા. મો. શાહે લખી આપેલાં ભાષણને હજુ પણ કોન્ફરન્સના સંચાલકો એક પુસ્તિકા રૂપે પ્રગટાવે તો સમાજમાં ખૂબજ પ્રેરણા પ્રેરે એવી બન્ને વસ્તુઓ છે. એ બન્ને

સાતમા અધિવેશનના પ્રમુખ

જૈનસિદ્ધાન્તપ્રેમી અને દાનવીર



શ્રી. શેઠ ભૈરોંદાનજી શેઠીયા—બીકાનેર

મલકાપુર અધિવેશનના પ્રમુખ



દાનવીર શેઠ મેઘજીભાઇ થોભણ
જે. પી.

જેલમાં પણ કોન્ફરન્સને ન ભૂલનાર, દેશભક્ત



શ્રી. કુંદનમલજી નવલમલજી ફિરોદીયા
બી એ. એલ.એલ. બી., એ-. એલ એ.
અહમદનગર

લખાણુમાં કાપકૂપ કરવાથી તે વિકૃત બની જવાનો સંભવ છે, છતાં પણુ આ અધિવેશનના ઇતિહાસમાં એ આખું ભાષણુ ઊતારી શકાતું નથી એ આ લખનારને મન અફસોસનો વિષય છે. સદરહુ ભાષણુ-માંથી ઉપયોગી કંડિકાઓને ઉતારી લીધા વગર રહી શકતો નથી. આ રહી એ કંડિકાઓ :–

## સામુદાયિક ભાન: એ જ પ્રગતિની છૂપી ચાવી

મહાશયો! વિચાર કરવાને પણુ થોભ્યા વગર સ્વાભાવિક રીતે જ દરેક વ્યક્તિ આખા સમુદાય તરીકે વર્ત્તન કરવા જેટલું સામુ-દાયિક ભાન ધરાવતી થાય. એ જ કોઈ પણુ દેશ કે સમાજના સુખરૂપ અને પ્રગતિમાન જીવનની છૂપી ચાવી છે. 'સંસ્કાર' (culture) નહિ પામેલા એવા સરેરાશ મનુષ્યમાં વ્યકિતભાન ખેલી રહ્યું હોય છે, પરન્તુ જ્યારે તેના ઉપર 'ધર્મ' નામની 'કલા' વડે 'સંસ્કાર' આપવામાં આવે છે ત્યારે તેનું વ્યકિતભાન સમષ્ટિ કે સમુદાય તરીકેના ભાનમાં રૂપાન્તર પામે છે, જેને પરિણામે તેની મન, વચન, કાયાની ગતિમાં એક પ્રકારનું ન થાકે એવું બળ પ્રકટી નીકળે છે, ભય માત્ર અદશ્ય થાય છે, તડફડાટની જાળ તૂટે છે અને બુદ્ધિ સ્થિર તથા શુદ્ધ થઈ ગમે તેવા વિકટ સંજોગોને પસાર કરવાનો માર્ગ સૂઝાડે છે તથા એ માર્ગ પર ચાલવાની તાકાદ આપે છે. આ કુદરતી નિયમ છે. જેટલા પ્રમાણુમાં વ્યકિત અને સમાજનું હૃદય વિસ્તાર પામે તેટલા પ્રમાણુમાં તેમની બુદ્ધિ સ્થિર અને શુદ્ધ બની આત્મબળ પ્રગટાવે, અને જેટલા પ્રમાણુમાં આત્મબળ પ્રગટવાપણું, તેટલા જ પ્રમાણુમાં હરકોઇ પ્રકારની લડતમાં વિજય પામવાપણું. **'વિજય'ની અને નહિ કે ચીજોની પ્રાપ્તિ અને કબજાની તીવ્ર ઇચ્છા એ "જૈન"નું ખાસ લક્ષણ;** અને સમષ્ટિભાન એ તો એ વિજેતાની સ્થિર ભૂમિકા. વિજયની સાક્ષાત મૂર્તિરૂપ તીર્થંકર અથવા જિનદેવમાં મનુષ્યો અને દેવો કરતાં ય અનંતગણું બળ હોવાનું કારણુ એ છે કે, એમનું હૃદય અથવા ભાન ફકત મનુષ્ય–જાતિ સુધી જ નહિ, પણુ

પૃથ્વીકાયના જીવો સુધી પણ વિસ્તરાયલું હોય છે. એવા આદર્શને માનનારા આપણે જૈનો સમષ્ટિ અથવા સમસ્ત વિશ્વ સુધી હૃદય ફેલાવી શકીએ તો કમમાં કમ સમસ્ત જૈનોનો સમાવેશ પોતામાં કરવા જેટલે દરજ્જે આપણામાંના દરેકે પોતાનું ભાન વિસ્તારવું જોઈએ જ.

'સુધરેલા' અને 'આગળ વધેલા' તરીકેનો દાવો કરતા આ અવસર્પિણી કાળમાં દરેક દેશ અને દરેક કોમ તથા પ્રાયઃ દરેક વ્યક્તિ બીજાના ભોગે પોતાનું જીવતર ટકાવી રાખવાની અને ક્ષણિક પ્રતાપ જમાવવાની લાલસામાં તરફડ્યા કરે છે, એટલે સુધી કે ખુદ જિનરાજના અનુયાયીઓમાં પણ ત્રણ ભેદ અને ત્રણસો ભેદાનુભેદ ઉત્પન્ન થઇ કલેશ, ઈર્ષા, નિંદા, ટંટાની હરિફાઈ ચાલી રહી છે. આ માટે દોષ કોને શિરે દઈશું? અને દોષ દઇને હિત પણ શું સાધી શકાય તેમ હતું? **આપણામાંના દરેકે પોતાનો જ દોષ જોવો જોઇએ કે પોતે પોતાના હૃદયમાં સંઘભાવને સ્થાને વ્યક્તિભાવ સ્થાપ્યો** છે, અને વ્યક્તિભાવ હોય ત્યાં બધા કલેશો વગર ખેડાયલા ખેતરમાં આપોઆપ ઉગતા નકામા રોપાની માફક ઉગી નીકળવાના જ. વ્યક્તિભાનમાં ખેલનાર માણસ પોતેજ ભૂલ–ભરેલી 'ઇચ્છા' કરે છે અને ઇચ્છિત ચીજ અનેક કષ્ટે પામી તે વડે જ બેવડો દુઃખી થાય છે અને ત્યારે પોતા સિવાયના હરકોઈને કે હરકાંઇને શિર દોષનો ટોપલો નાખે છે. એ આત્મઠગાઇ પછી પ્રકૃતિ રૂપ બને છે અને એમાંથી વૈરવૃત્તિ જાગે છે અને કલેશ પરંપરા પ્રકટે છે. આમ અનુક્રમે સુખની ઇચ્છાવાળો મનુષ્ય ભૂલની અને દુઃખની પરંપરામાં 'પડતો' જાય છે. નીચે ને વધુ નીચે ગબડતો જાય છે અને પોતાનાં પતન વડે સમાજને પણ જમીન તરફનો ધક્કો મારતો જાય છે. એનું પરિણામ આજના મનુષ્યોની બેચેની, અસંતોષ, ગભરાટ અને તરફડાટમાં જોઇ શકાય છે. ઇચ્છેલા વૈભવ અને માનપાન મળવા છતાંય એ પ્રાપ્તિઓની વચ્ચે પણ મનુષ્ય આજે આનંદની ખુમારીથી બેનસીબ,

વિવિધ બંધનોથી જકડાએલો અને લુખ્ખા લહેજત વગરનાં જીવનને બોજા તરીકે વહન કરતા 'હાર્યાં ઢોર' જેવો દેખાય છે. આનું ખરૂં કારણ સંકુચિત ભાન, વ્યકિતભાન—શાસ્ત્રો જેને 'અહં'ભાવ કે અહંકાર કહે છે તે જ છે.

'અહં'ભાવ એ હૃદયના સાંકડા પાયા પર ચણાયલી ભારેખમ અને ડોલતી ઇમારત છે, જે સ્થિરતાને જાણી શકતી નથી અને 'ભય' તથા 'કલેષ'થી બચી શકતી નથી. **સમાજભાવ કે વિશ્વભાવ ખિલવવો એ કાંઇ બીજા ઉપર કરાતો 'ઉપકાર' નથી, પરન્તુ સાચામાં સાચો અને મોટામાં મોટો 'સ્વાર્થ' છે, પોતાનાં જ દુઃખોનાં નિવારણ માટેનો અને પોતાના આનન્દને પ્રકટાવવાનો એકનો એક 'ઇલાજ' છે,** એટલું જ જો બરાબર શ્રદ્ધાય તો આપણા વ્યક્તિગત સામાજિક અને રાષ્ટ્રીય જીવનનાં આરોગ્ય, સ્વાતન્ત્ર્ય અને બલનો પાયો નંખાઇ ચૂકયો માનવો; અને જયાંસુધી એ નથી ત્યાં સુધી મોટામાં મોટા માથાવાળી બુદ્ધિ પણ કોઈ સમાજનો ઉદ્ધાર કરી શકે જ નહિ. **ભૂલવું જોઇએ નહિ કે 'બલ' અને બળથી અનુભવાતો 'આનન્દ' એ કોઈ મગજની વરાળ નથી, એ તો હૃદયમાંથી ઊગતા વૃક્ષનું 'ફળ' છે.**

એ હૃદય ('ભાન')ને ખેડવા અને એ ફળને પ્રગટાવવા માટે જ 'શાસ્ત્ર' અને 'ધર્મગુરૂ' નામની સંસ્થાઓ હયાતીમાં આવી હતી અને સંઘ, કોન્ફરંસ, કોન્ગ્રેસ આદિ સંસ્થાઓ પણ એજ આશયનાં સન્તાન છે. આ મૂળ મુદ્દા પર મક્કમ રહ્યા વગર સ્થપાતી કે ચલાવાતી દરેક સંસ્થા ક્ષણભરનો પરપોટો માત્ર જ છે.

## સામુદાયિક 'પ્રતિક્રમણ' અથવા નિરીક્ષણ

× × × × સુજ્ઞ તો તે છે કે જે પોતાનું અવલોકન પોતે જ અને કરડી નજરે કરે અને પોતાની ભૂલો અને નબળાઇઓ શોધી કહાડી

તેમના ઉપર પોતે જ કુહાડો મારે. એ જ હેતુથી 'પ્રતિક્રમણ' વિધિ રચાઈ છે, કે જેને આવશ્યક અર્થાત્ અનિવાર્ય ક્રિયાનું નામ અપાયું છે. પોતાનાં વર્ત્તનના પોતે જ 'દ્રષ્ટા' થઈ નિરીક્ષણ કરવું અને દર સ્હવારે 'નવી' અને વધુ 'વિસ્તૃત' જિંદગી શરૂ કરવાનો દૃઢ 'સંકલ્પ' એનું જ નામ પ્રતિક્રમણ. પ્રતિક્રમણનો પાઠ એ કાંઈ પ્રતિક્રમણ નથી—જેમ શક્તિ એવો શબ્દ એ કાંઈ શક્તિ નથી. પાઠની પાછળનો અર્થ સ્હમજ્યા એ પણ કાંઇ પ્રતિક્રમણ નથીઃ **પ્રતિક્રમણ રૂપ ક્રિયા (Action) વડે હૃદય વિકાસ કરવો એ જ** પ્રતિક્રમણ છે.xxxx આવો, આપણે આપણા સામુદાયિક જીવનનું—કોન્ફરંસનું—અવલોકન નિડરપણે, નિઃશંકપણે અને દત્તચિત્તે કરીએ. આપણા 'સામુદાયિક જીવન' રૂપ કોન્ફરંસનો જન્મ ઇ. સ. ૧૯૦૬ માં થયો હોઇ આજે તેની લગભગ ૨૦ વર્ષની ઉમર ગણાય. આપણે આપણાં બાળકોને કહીયે છીએ કે 'સોળે સાન, વીશે વાન, વળે તો વળે, નહિં તો પત્થરપાણ!' પરન્તુ સાન (અક્કલ)માં તેમજ વાન (બંધારણ—મજબુતાઇ)માં આપણી ૧૯૦૬ પહેલાં જે સ્થિતિ હતી તેમાં આજે કાંઈ વિશેષતા આવતી દેખાય છે ખરી કે? એ જ વીસ વર્ષ દરમ્યાન આખું જગત કેટલું ઉપર નીચે થઈ ગયું છે, કેટલું બદલાઈ ગયું છે? ભૂગોળના નકશા બદલાઈ ગયા છે! રાજ્યપદ્ધતિઓ અને લોકપ્રવૃત્તિઓમાં જબરા ફેરફાર થઈ ગયા છે! મિત્રો શત્રુઓ અને શત્રુઓ મિત્ર થઈ ગયા છે! આકાશ અને પાતાળના ખેલ થવા લાગ્યા છે! મૂડી અને મજૂરી, પુરૂષ અને સ્ત્રી, સાયન્સ અને સત્ત્વગુણ, બહારનાં ઐક્ય અને ભીતરી ઐકયઃ એ સર્વનાં યુદ્ધો જોરથી ચાલ્યાં છે! આંતર્રાષ્ટ્રીય જીવનનું ભાન પ્રગટવા લાગ્યું છે! અને એ જ વીસ વર્ષોમાં વિશ્વભાવનાના પૂજકો આપણે ઉપરથી નીચે ગતિ કરતા કરતા દેશભાવના કે સમાજ—ભાવનાથી પણ નીચે પડતાં રહ્યા છીએ અને કુટુમ્બભાવના આગળ પણ થોભી શકયા નથી. ૨૦ વરસના અરસામાં આજે આપણી વીસમી નહિ પણ છઠ્ઠી કોન્ફરંસ છે. છેલ્લા

સિકંદ્રાબાદમાં આપણે મળ્યા તે વખતની આપણી સ્થિતિ પણ આજે રહી નથી. મુંબઇ ખાતાનું બોર્ડિંગ હાઉસ, રતલામ ખાતાની જૈન ટ્રેનિંગ કોલેજ, અજમેર ખાતાંની હુન્નરશાળા અને અહમદનગર ખાતેનું બાલાશ્રમ ૫–૧૦ વર્ષ માટે પણ ન નભાવી શકવાથી આપણે બંધ કરી બેઠા છીએ. સાડાચાર લાખની સંસ્થા ધરાવતી કોમની ગણી-ગાંઠી આ ચાર સંસ્થાઓ, સમાજનું આકર્ષણ તે તરફ કરવા માટેનાં પેપર અને પ્રેસ જેવાં સાધનો બીન જરૂરી નુકસાનીથી ચાલુ રાખવા છતાં, એક દાયકો પણ જીવી શકી નથી, આપસમાં ઐક્ય વધારવા જેવું વગર ખર્ચનું કામ પણ આગળ વધારવાને બદલે, જે કામમાં આપણે હાથ ઘાલવાની જરૂર ન હોય એવાં કામમાં માથું મારીને, આપણી એકતાને જબરો આઘાત પહોંચાડયો છે. છેલ્લાં બાર વર્ષ તો આપણે સુવામાં જ કાઢયાં છે, અને ખેદ તો એ છે કે, આપણે બરાબર સુઈ પણ જાણતા નથી; કારણ કે વિકલ્પ રહિત નિદ્રાને અંતે તો ઉલટું આરોગ્ય અને બળ ખીલવા પામે છે. × × × × 'વિજય' એ બહારથી નહિ પણ અંદરથી, મેળવવાની નહિ પણ પ્રગટાવવાની, ચીજ નહિ પણ શક્તિ છે, કે જે શક્તિ પછી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ ચારે તત્વોને અનુકૂળ બનાવી લે છે. દરેક તીર્થંકર એ ગુપ્ત ચાવી આપતા ગયા હતા, દરેક જ્ઞાની એ મંત્ર આપતા ગયા હતા. પણ અંદર ઉતરવાને કાયર અને બાહ્ય પદાર્થો, બાહ્ય ભાવો અને બાહ્ય ઉપચારોમાં જ મુંઝાઈ રહેલા આપણે પોતે જ દરેક જાતની કેદો અને અશકિતયો અને બિમારીઓ અને પીડાઓ અજાણતાં સર્જી બેઠા છીએ. 'હું'પણાની કેદ–એ સંકુચિત ભાન જ આ સર્વનું મૂળ કારણ છે, બાકી બુદ્ધિમાં તો આપણે કાંઈ છેક જ જઇએ તેમ નથી. × × × ×

આપણને પંચમહાવ્રતધારી સિંહો કે જેઓ ઉચ્ચતમ ભૂમિકા પર જ વિચરી શકે અને સામાજિક પ્રવૃત્તિના નીચાણમાં ઉતરવાની

વૃત્તિ પણ જેમનામાં ન ઉદ્ભવે એમની પણ જરૂર છે, તેમ એટલી હદના આત્મબળની ગેરહાજરીમાં જેઓ કૌટુંબિક બંધનોને તોડી સમાજસેવા કરવા દ્વારા જ પોતાનો વિકાસ કરવાના કામી હોય એવા અર્ધ–સાધુવર્ગની પણ અનિવાર્ય જરૂર છે. આ બાબતમાં આપણે શાસ્ત્ર, અનુભવ અને તર્ક એ ત્રણેના સુંદર યોગપૂર્વક યોજના કરવી પડશે; માત્ર તર્ક કે માત્ર માની બેઠેલા ચોકસ અભિપ્રાયોને આધારે કલ્પનાના રાજ્યમાં વસવું એ આપણને પાલવવું ન જોઇએ. શિથિલાચારને અશક્ય બનાવવો હોય તો, દંભને સ્થાન જ ન મળે એવું પરિણામ ઇચ્છતા હો તો, ઓછી વધતી શકિત અનુસાર કાર્યક્ષેત્ર સર્વને મળવા દો.

દરેક બંધારણને સડતું અટકાવવા અને પ્રગતિશીલ બનાવવા માટે એ જ કામ પાછળ લાગેલા ‘સિપાઇઓ’ તો જોઇશે જ. એ કામ માટેની ફુરસદ, એ કામ માટેની લાગણી, એ કામ પાર પાડવામાં જરૂરી એવું દેશકાળનું જ્ઞાનઃ આટલાં તત્વો વગર ‘કોઇ સિપાઈ’ કાર્યસાધક ન થઇ શકે. અને એવા સિપાઈઓ પગારદાર રાખવાથી કાંઇ ઇચ્છેલું પરિણામ આવવાનું નહિ, તેમજ દરેક પ્રાંત અને દરેક હીલચાલને પહોંચી વળવા પુરતા પગારદાર ઉપદેશકો રાખવાનું કોઇ પણ એક સમાજ માટે આર્થિક દૃષ્ટિએ શકય જ નથી, અને તેથી કહું છું કે ત્યાગી પરન્તુ સમાજસેવાને જરૂરી સાધનોનો ઉપયોગ કરવાની છુટ ધરાવતો ‘અર્ધસાધુ’ વર્ગ વિના વિલંબે ઉપજાવવા તરફ આપણે લક્ષ આપવું ઘટે છે.

## બીજી જરૂરિયાતઃ મધ્યસ્થ મંડળ

બિરાદરો! બીજી જરૂરિયાત કોન્ફરંસનું નિયામક મધ્યસ્થ મંડળ યોજવાની છે, જે મંડળ એક ‘ખીલા’રૂપ હોય અને આખા સમાજના ચક્રને દિશા અને ગતિ આપી શકતું હોય. એ મંડળના સભ્યોની સંખ્યા થોડામાં થોડી હોવા સાથે દરેકમાં જોખમદારીનું

ભાન હોવું જોઇએ. વરસમાં કાંઇ નહિ તો એકાદ માસ જેટલી ફુરસદ લેવાની નિશ્ચયબુદ્ધિ હોવી જોઇએ, માનની નહિ પણ પ્રગતિની લાગણી હોવી જોઇએ અને સામાન્ય અક્કલ હોવી જોઇએ. આવા મંડળ વગર ચોતરફ ઉત્સાહ પ્રેરવાનું અને દેખરેખ રાખવાનું કામ બનવાની આશા ફોકટ છે. × × × એવું મધ્યસ્થ મંડળ રચાય અને એ પુરૂષાર્થ દ્વારા થોડી ઘણી વ્યકિતઓમાં ‘વ્યવસ્થાશક્તિ’ ખિલવા પામે ત્યાં સુધી, એટલે કે શરૂઆતનાં થોડાં વર્ષો માટે એ સભ્યોને પણ દોરવી શકે એવી યોગ્યતાવાળો ઉંચા દરમાયાનો સેક્રેટરી યોજ્યા વગર આપણને ન જ પાલવવું જોઇએ. સો–પચાસ રૂપિયાના પગારદારથી માત્ર આજ્ઞા મુજબ કારકુની કરનાર સેવકથી સાડાચાર લાખ માણસોના મધ્યસ્થ યંત્રને દોરવા માગીએ તો જબરો અનર્થ જ થાય.

## ત્રીજી જરૂરિયાત: પત્ર અને પ્રેસ

ગૃહસ્થો ! મધ્યસ્થ મંડળના અને સમસ્ત કોન્ફરન્સના આશયો તરફ લોકોનું ધ્યાન ખેંચવા અને ઠરાવોનો અમલ કરવા તરફ લોકોમાં લાગણી પ્રગટાવવા, કોન્ફરન્સનું પોતીકું પ્રેસ અને પત્ર હોય એ ઇચ્છવાજોગ છે. એ સાધનો આપણે ધરાવીએ છીએ, પણ એનો સદુપયોગ થવા પામ્યો નથી, અને દેખરેખની પણ આપણે દરકાર કરી નથી. યોગ્ય તંત્રીના અભાવે આપણું પત્ર, હું નરમમાં નરમ શબ્દોમાં કહું તો, એક ‘ભરતીયું’ થઇ પડયું છે. કોઇએ ઠીક જ કહ્યું છે કે ‘કોઈ પણ દેશ કે કોમના પત્રનો નમુનો મને બતાવો એટલે હું કહી આપું કે એ કોમ કે દેશ કેવી અને કેટલી લાયકાત ધરાવે છે.’

એક પેપર તો આખા સમાજજીવનનો ‘ડાયનેમો’ હોય. એક **એક પ્રશ્ન ઉભો કરી સર્વને પોતપોતાના દૃષ્ટિબિંદુથી તે પ્રશ્ન ઉકેલવા અને બીજાઓના ઉકેલને પોતાના ઉકેલ સાથે સરખાવી એ રીતે પોતાના દૃષ્ટિબિંદુને ઉંચું ને વધારે ઉંચું**

**બનાવવા પ્રેરનાર શક્તિ એનું જ નામ પેપર.** આપણા વ્યક્તિગત જીવનને લગતા અનેક પ્રશ્નો છે, સામાજિક જીવનને લગતા અનેક પ્રશ્નો છે, આધ્યાત્મિક વિકાસને લગતા અનેક પ્રશ્નો છે, રાષ્ટ્રિય જીવનને લગતા અનેક પ્રશ્નો છે: આ બધામાં પોતાની વૃત્તિને મોકલી વસ્તુસ્થિતિ બરાબર જોવાનો પ્રામાણિક પ્રયત્ન કરવાનો કામી હોય એ જ પત્રકાર થવાને યોગ્ય ગણાવો જોઇએ. એ એન્જિનમાં દાહક શક્તિવાળો અગ્નિ તેમજ વ્યાપક ગુણવાળું ઠંડુ જળ: એ બંને યોગ્ય સ્થાને જોઇએ. મોટી દેખાતી પણ અંદરખાને મહત્ત્વ વગરની બાબતોને જતી કરવા જેટલો તે 'ઉદાર' હોવો જોઇએ, અને તે સાથે જ નાની દેખાતી પણ કાર્યસાધક બાબતને જળો માફક પકડી રાખવાનો આગ્રહ તેનામાં હોવો જોઇએ. રાજ્યસત્તા કે બોયકોટ સત્તા વગર લોકોનાં દિલ પર રાજ્ય કરવું છે તે તો મહામુશ્કેલ કાર્ય છે. અને 'ધર્મ'ને 'સમય ધર્મ'માં પલટાવવાની શક્તિ વગર કદાપિ ન બની શકે તેવું કાર્ય છે. જુદી જુદી જ્ઞાતિઓના મનુષ્યોથી બનેલું ધાર્મિક સંગઠન પાર ઉતારવામાં કયાં તત્ત્વો કાર્યસાધક થઈ શકે એ પ્રશ્ન હંમેશ દૃષ્ટિ સામે જ હોવો જોઇએ.

## લાચારી

આપણામાંના દરેકે પછી તે સ્ત્રી હો વા પુરૂષ હો, જુવાન હો વા વૃદ્ધ હો, નિર્ધન હો વા ધનાઢ્ય હો, કાંઈ નહિ ને કાંઇક ઉપયોગી કામ કરતા રહેવાનો નિયમ કરવો જોઇએ છે. **કામ તો માણસના શરીરને સડતું અટકાવનાર નીમક છે, બુદ્ધિને ભ્રષ્ટ થતી અટકાવનાર ગુરૂ છે, મનના ઘોડાને વ્યર્થ કૂદાકૂદ કરતો અટકાવનાર નિયામક છે.** કામ જ મનુષ્યને જિંદગી માણવાનો હક્ક આપી શકે. પૈસો અને શરીર જાળવી રાખવાની ચિંતાવાળાઓ તે બન્નેને સડાવી તે વડે પોતાના અને સમાજના આત્માને સડાવે છે. બન્નેને ગતિ આપનાર મનુષ્ય પોતામાં અને સમાજમાં ક્ષણે ક્ષણે તાજું

લોહી ફેરવનાર સાક્ષાત તન્દુરસ્તી છે. હાયવોયથી પૈસો એકઠો કરી પછી ખુણે બેસી ખાધાં કરવું એ વૃત્તિ જેવી ભયંકર વૃત્તિ બીજી ભાગ્યે જ હોઇ શકે. જેઓ પાસે બેઠાં બેઠાં ખાઈ શકાય એવું સાધન હોય તેઓ તો એ નિશ્ચિંતપણાને લીધે, બીજાઓ કરતાં બમણા જોરથી સમાજ–જીવન અને અધ્યાત્મ જીવનમાં ખેલી શકે. જિંદગી મહત્તાપૂર્ણ ખેલ માટે છે, નહિ કે જમીન પર પડી સડવા માટે. જ્યાં સુધી હિંદી પ્રજા અને જૈન કોમ કામ કરવામાં ‘ શરમ ’ કે ‘ પાપ ’ માનતી નહિ અટકે, જ્યાં સુધી પૈસા વડે બમણા જોરથી ખેલવાની શક્તિ પ્રગટાવવાને બદલે ખોટો સંતોષ પકડી પ્રમાદ અને નિર્બળતા કેળવવાનું બંધ નહિ કરે, જ્યાં સુધી દરેક બાળક, સ્ત્રી કે વૃદ્ધ પણ કામને ‘ જિંદગીની અનિવાર્ય શરત ’ માની એમાં રસ નહિ લે, ત્યાં સુધી આપણને ભૂખમરામાંથી બચાવવાને ખુદ દેવો પણ નિષ્ફળ નીવડે. જિંદગી એ ‘ તપ ’ છે, જિંદગી મરદોનો યજ્ઞ છે. શરીર, દ્રવ્ય અને અનુકૂળતા પર માલેકીભાવ અને તેમને પકડી રાખવાની લાલસા એ જ મોટામાં મોટું ‘ પાપ ’–પતન કરાવનાર તત્ત્વ–છે, એ જ સમાજ વિરુદ્ધનો ગુન્હો છે, એ જ આત્મહત્યા છે. પુરૂષાર્થ જ મનુષ્યનો દેવ છે. બાકી જૈન દેવો તો એટલા વિચક્ષણ છે કે મરવાને લાયક હોય તેવાઓને બચાવવા અને મદદ કરવા મનુષ્ય રૂપ લઇ, ‘ નીચે ’ આવવાનો તેમને મોહ નથી ! એમણે તો મનુષ્ય માત્રને દેવ અથવા દિવ્ય પુરૂષો બનવાની ‘ માત્રાઓ ’ આપી છે. જેને ગરજ હોય તે ખાય અને ‘ હજમ કરે.’ અને કીડા તરીકે જેઓ સબડવા માગતા હોય તેઓ સુખે દુઃખી થવા સ્વતંત્ર છે. × × ×

આવા અનેક પ્રકારના વિચારપ્રેરક મુદ્દાઓનો સમાવેશ એ ભાષણમાં કરવામાં આવ્યો હતો. આખી દુનિયાનું જે સિદ્ધાંત તરફ ધ્યાન આજે પણ ખેંચાઇ રહ્યું છે તે અહિંસાના સિદ્ધાંત પર અનોખી વિચારણા રજુ કરી હતી; જ્ઞાનપ્રચાર કોને કહેવાય અને તેનાં સાધનો

કેવાં હોય તે સૂચવ્યું હતું; નિર્વાહનાં સાધન માટેનું જ્ઞાન દરેક મનુષ્યને મળે તેવો પ્રબંધ થવાની જરૂર છે એવો અંગુલિનિર્દેશ કર્યો હતો અને સંઘબળનાં વિરોધી તત્ત્વ તરીકે અજ્ઞાનજન્ય અસહિષ્ણુતાને ઓળખાવતાં કહ્યું હતું કે 'સમજવાનું એ છે કે દરેક ધર્મપંથ એ રસ્તો છે, મુક્તિ નથી; 'વ્યાપાર' છે, 'નફો' નથી; 'સાધન' છે, સાધ્ય નથી; એ એક કર્મક્ષેત્ર છે, જેમાં ચાલવાનું છે, કરવાનું છે, અભ્યાસવાનું છે, નહિ કે તારીફ કે નિંદાના શબ્દોની વરાળ કહાડવાનું. ગમે તે એક પંથ પર શ્રદ્ધાપૂર્વક અને કંટાળ્યા વગર ચાલ્યા કરવાથી માણસ વહેલો કે મોડો એથી વધુ ઉંચી ભૂમિકા પર જરૂર આવી પહોંચે છે, જ્યાં એનું દૃષ્ટિબિંદુ આપોઆપ બદલાય છે અને માર્ગ પણ આપોઆપ એ બદલાયલા દૃષ્ટિબિંદુને અનુકૂળ રીતે બદલાય છે."

આ અધિવેશનમાં બે ત્રણ ઠરાવ ઘણા જ અગત્યના થવા પામ્યા હતા. તેમાં સૌથી વિશેષ ધ્યાન ખેંચે એવો 'જૈન ટ્રેનિંગ કોલેજ'ની પુનઃ સ્થાપનાને લગતો હતો, જે નીચે મુજબ હતો: 'સમસ્ત સભ્ય-દુનિયાનું ધ્યાન આજકાલ અહિંસા તરફ આકર્ષિત થયું છે. આ વખતે આપણે અહિંસાનું સર્વદેશીય સ્વરૂપ બતાવવાવાળા જૈન તત્ત્વજ્ઞાનનું શિક્ષણ પદ્ધતિસર મળે એવા આશયની સફળતા માટે એક ટ્રેનિંગ કોલેજ ખોલવાનો નિશ્ચય કરવામાં આવે છે અને તે માટે સ્થાનાદિ નક્કી કરવા માટે અગિયાર સભ્યોની એક કમિટીને સત્તા આપવામાં આવે છે.' આ ઠરાવ રજુ કરતાં સુપ્રસિદ્ધ તત્વજ્ઞ વાડીલાલ શાહે એક લંબાણભર્યું આકર્ષક ભાષણ કર્યું હતું. એ ભાષણની ઉપયોગિતા એટલી બધી છે કે તેને સર્વાંશે અહીં ઉતારી લેવું જરૂરી ધાર્યું છે:

'આ જગતમાં કોઇ એવો મનુષ્ય નથી કે જેણે દુઃખ ન જોયું હોય, રોગ ન જોયો હોય, અનિષ્ટ ન જોયું હોય, એટલે કે આધિ, વ્યાધિ અને ઉપાધિથી ભરેલ જ આ જિંદગી છે અને એ ત્રિપુટિથી છૂટવાને સર્વ કોઇ પ્રયત્ન કરી રહ્યું છે. જ્યારે દર્દી બહુ દુઃખી

થતો હોય ત્યારે ડોક્ટર ક્લોરોફોર્મથી તેને બેહોશ કરે છે એટલે તે આધિ, વ્યાધિ અને ઉપાધિને ભૂલીને ગાઢ નિદ્રામાં પડે છે. પણ વગર દવાએ અને વગર ઊંઘે આધિ–વ્યાધિ–ઉપાધિથી મુક્ત થાય એવી કોઇ દવા હોય તો તે માત્ર જ્ઞાન છે. **જ્ઞાન એ કોઇને નિર્માલ્ય બનાવનારી ચીજ નથી, એ કેફી ચીજ છે. અલમસ્ત ચીજ છે, ઠંડક છે અને જવાળા પણ છે.** મહાત્મા ગાંધીમાં શારીરિક બળ નથી પણ માત્ર જ્ઞાનની તાકાદથી અવિશ્રાંત ઉત્તમ કાર્ય તેઓ કરી શકે છે. અત્યારનો બુદ્ધિવાદ બુદ્ધિ કબૂલ કરે તેને જ જ્ઞાન કહે છે, પણ બુદ્ધિનું ફળ તર્ક છે અને જ્ઞાન એ તો હૃદયનું ફળ છે. શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી ઉપજે તે જ જ્ઞાન કહેવાય; તેને વેદો પરાજ્ઞાન કહે છે. બુદ્ધિ એને સ્પર્શી શકતી નથી; બુદ્ધિ માત્ર દાસી છે. પૂર્વે જ્ઞાનની પૂજા થતી ત્યારે જ્ઞાનીઓ પૈસા નહોતા રાખતા, રાજાઓ પણ તેમના ચરણો ચૂમતા, છતાં પણ જ્ઞાનીઓને તેમની પરવા નહોતી. તેઓમાં સાત્વિક અભિમાન હતું. તેઓ અંતઃપુર સુધી રોકટોક વિના જઈ શકતા. તેઓની સંમતિથી જ રાજાઓ કાયદા ઘડતા.

આજે બુદ્ધિવાદના જમાનામાં કોઇ રાજ્ય યા સમાજની સુવ્યવસ્થા થઈ શકી નથી. દુનિયા આજે બસો વરસથી સુધરીને બુદ્ધિવાદનો પ્રયોગ કરી રહી છે, છતાં પરિણામે અશાંતિ જ છે. જ્યારે ભારતવર્ષ દશ હજાર વર્ષ પૂર્વેથી પોતાની સંસ્કૃતિ જાળવી રહ્યું છે. પોપે પોતાનાં એક ભાષણમાં શાંતિના રાહ માટે પોકાર કર્યો હતો. એ જ બતાવી આપે છે કે જે કાર્ય આપણા ઋષિમુનિઓથી બનતું તે બુદ્ધિવાદથી બની શક્યું નથી.

જ્ઞાન શાથી થઇ શકે છે? તત્વજ્ઞાન અને ક્રિયાકાંડ એ બે રસ્તા છે. જે ક્રિયાથી આત્મશાંતિ અનુભવાય તે ક્રિયા અવશ્ય કરવી જોઈએ, ભલે પછી બુદ્ધિવાદ તેને નકામી ગણે. સામાયિક ને પ્રતિ-

ક્રમણુ એ જિંદગીની આવશ્યક ક્રિયા છે. પ્રતિક્રમણુ ન કરે તે જૈન નથી. પરન્તુ પ્રતિક્રમણુનો પાઠ કે અર્થ એ પ્રતિક્રમણુ નથી, પણુ પ્રતિક્રમણુ એ છે કે, ગયા કાળના મન, વચન, કાયનાં ખૂરાં કર્તવ્યોથી વૃત્તિઓને હટાવે અને સવારથી સાંજ સુધીની પ્રવૃત્તિ માટે શક્તિ સ્ફુરાવે, અંદરના આત્મામાં ચૈતન્ય પ્રગટાવે, તાકાત મેળવી આપે, કામોને મૂર્ત્ત સ્વરૂપ આપી એકાકાર કરવાનો નિશ્ચય પ્રેરે. અને સામાયિક એટલે સમભાવઃ તટસ્થ રસ્તે એક જ ધ્યેય પર ચાલ્યા જવું તે, એટલે કે પોતાના રસ્તે ચાલ્યા જવું તે.

બુદ્ધિવાળા કહેશે કે સામાયિક–પ્રતિક્રમણુની મતલબ અમે સમજી લીધી, પછી તે કરવાની શી જરૂર છે? પરન્તુ જ્ઞાનતંતુઓને બુદ્ધિપૂર્વક ચાલુ ક્રિયા વડે ઠેકાણે રાખવાની આદત પાડવાની જરૂર છે અને નિયમિત ક્રિયા કરવાથી જ બની શકે. તીર્થંકરોને અને સાધુઓને નિરન્તર સામાયિક–અખંડ જાગૃતિ કહી છે. તેમને દુનિયા માટે વિશેષ દરકારની જરૂર નથી પણુ એ દશા સામાયિક, પ્રતિક્રમણુથી ટેવાયા બાદ મળી શકે છે—જેમ અમુક ડીગ્રીઓથી વધીને એમ. એ. સુધી પહોંચી શકાય છે તેમ. અગાઉ કોઇ મનુષ્ય મુનિ પાસે ઉપદેશ લેવા જતા ત્યારે તપનો રસ્તો બતાવાતો, કારણુ સમજ વિનાની ચર્ચાઓ એ શિરફોડી છે. જ્ઞાનીઓને એ ન પાલવે. ઉપવાસ આદિ શરૂઆતનું તપ ગણાય. ત્યાર પછી આવનાર કષ્ટોને સ્વયં જગાડવા—સ્વીકારવાં એ કર્મમુક્તિનું તપ છે. તીર્થંકરોએ પણુ તેમજ કર્યું છે.

જૈન તીર્થંકરોનો આત્મા ક્ષત્રિયોનો હતો. ક્ષત્રિયો બંધુભાવથી જ લડેઃ પરસ્પર બળવૃદ્ધિનો વિકાસ કરનાર મિત્ર ગણીને લડે. જ્ઞાનીઓના અભિપ્રાય સાથે મળતા થવાથી થતી સાચા બળની લડાઇ કે દોસ્તી કરવી એ બન્ને શ્રેયસ્કર છે. પણુ આજે એ નથી. ઈશ્વર પાસે ભિક્ષુકની રીતે કરાયલી માગણી નથી સ્વીકારાતી, પણુ

પોતે ઈશ્વરનો અંશ છે એમ ગણીને પ્રભુથી દોસ્તી કરનારને લાભ મળે છે. જ્ઞાનમાર્ગ અને ક્રિયાકાંડ એ બે માર્ગ પરમપદ માટે છે. પ્રથમ જ્ઞાનપૂજા અને પછી ક્રિયા થવી જોઈએ.

જૈન ટ્રેનિંગ કોલેજ જેવી સંસ્થા ફરી સજીવન થાય એ ઈચ્છવા જોગ છે. આપણે અગાઉ કરેલા અખતરામાં ઉદ્દેશથી ઘણું ઓછું છે, પણ વ્યવસ્થાસર કામ થાય તો સારૂં થાય. જૈન તત્વની રક્ષા માટે જયવંતાની જરૂર છે. જૈન એટલે કોઇ કોમ કે જ્ઞાતિ-વિશેષ નહિ, પણ જગદુદ્ધારના રૂપે જે જયવંતા પુરૂષો હોય તે જૈનો છે. આવા પુરૂષોની આવશ્યકતા પૂરી પાડવા જૈન ટ્રેનિંગ કોલેજની જરૂર છે. આપણી રતલામ જૈન ટ્રેનિંગ કોલેજનું ફંડ રૂા. ૧૯૦૦૦ જેટલું છે. એની વ્યવસ્થા કરવા અને સંસ્થા નવેસરથી શરૂ કરવાની જરૂર છે.

આપણામાં ક્ષત્રિવટ નથી, વાણીઆપણું છે; નહિં તો આવી સંસ્થા માટે આપને ફંડ કરવા કહેવું એ પણ અપમાનભર્યું છે. આપણી લાખોની વસ્તીમાં લાખોનાં ફંડની એક પણ સંસ્થા નથી. જડવાદી યુરોપમાં તો બાઈબલ-સ્કૂલો માટે કરોડો રૂપિયા ખરચાય છે. આપણા ધર્મનું રહસ્યજ્ઞાન ઉત્પન્ન કરનાર સંસ્થાની જરૂર છે.

આવી કોલેજની સ્થાપના માટે ત્રણ લાખ રૂપિયાની જરૂર એ વચારકે બતાવી હતી, પચાસ હજાર તો મળવા જ જોઇએ અને વીસ હજાર તો ઓછામાં ઓછા એ વખતે ભરાઇ જવા જોઇએ એમ કહી ફંડની અપીલ કરી હતી. પણ જવાબમાં બે ત્રણ ભાઇ-ઓએ સો સો રૂપૈડીની નિર્માલ્ય રકમ નોંધાવી. વક્તાએ ઘણીયે આંખો ખેંચીને અપીલના જવાબની આશા રાખી, પરન્તુ વ્યર્થ. એ વકતામાં છેવટે ધીરજ ખૂટી—આવેશ, ગુસ્સો, રોષ ધીમે ધીમે વૃદ્ધિ થવા પામ્યાં. છેવટે તેમણે જણાવ્યું કે ' હું કાંઇ ભિક્ષુક નથી... અમદાવાદમાં મેનેજિંગ કમીટી મળી ત્યારે ભજવાયલું કોમી ફારસ

જોયા પછી હું આ કોન્ફરંસમાં ભાગ લેતો અટકી ગયો હતો. હું ધારતો હતો કે સમાજે કંઈક પ્રગતિ કરી હશે, પણ આજે જોઉં છું કે સમાજ તો જ્યાંનો ત્યાં છે–ઉલટો પાછળ હઠયો છે. * * * * શ્રી. મેઘજીભાઇ જેવા મિત્રો અને સ્નેહીઓના આગ્રહને માન આપીને આંહિ હાજરી આપવાની નિર્બળતાનું મારે પ્રાયશ્ચિત લેવું પડશે. મને હવે આ કોન્ફરંસનાં કાર્યમાં જરાયે શ્રદ્ધા રહેવા પામી નથી એ મારો સાફ એકરાર છે.

બીજો ઉપયોગી ઠરાવ ખાદી પહેરવાની હિમાયતને લગતો હતો અને અહિંસા–પ્રચારના ગાંધીજીના પ્રયત્નો ખાતર તેમને અભિનંદન આપનારો પણ એક ઠરાવ પસાર થયો હતો. વળી સમસ્ત ભારતવર્ષની જૈન પાઠશાળાઓની પરીક્ષા તેમજ નિરીક્ષણ કરવા સારૂ કોન્ફરંસ તરફથી એક નિરીક્ષકને નીમવાનો પણ ઠરાવ થયો હતો અને એવા નિરીક્ષકે આખા હિંદમાં ફરીને જૈન પાઠશાળાઓનાં નિરીક્ષણ મારફત પોતાને જણાતી ત્રૂટીઓનો રિપોર્ટ કોન્ફરંસ ઓફિસને આપવાનું પણ ઠરાવાયું હતું. તે ઉપરાંત હાનિકારક રિવાજો પ્રત્યે રોષ બતાવનારાં બે ચાર ભાષણો થયાં હતાં એ નોંધવું જોઇએ, પરન્તુ જયાં સુધી એવા અનિષ્ટ રિવાજોને નાબુદ કરવાની કોઈ પદ્ધતિનો સ્વીકાર કરવામાં ન આવે ત્યાં સુધી એ ભાષણોની ઉપયોગિતા નહિજેવી છે એમ સમજી તેના ઉતારા આપવામાં આવ્યા નથી. વળી કોન્ફરંસ ઓફિસને મુંબઈ લાવવામાં આવવાનો અને 'જૈન–પ્રકાશ'નું તંત્ર શ્રી. સૂરજમલ લલ્લુભાઈ ઝવેરીએ સ્વીકાર્યાનો ઠરાવ થયો તે નોંધવા જેવું છે.

●

# ૧૦
# સાતમું અધિવેશન : મુંબઇમાં

[તા. ૩૧-૧૨-૧૯૨૬ તથા તા. ૧-૨ જાન્યુઆરી ૧૯૨૭]

મલકાપુર પછી અધિવેશન માટે અહમદનગર-સંઘના આમંત્રણની અપેક્ષા હતી, પરન્તુ સને ૧૯૨૬ના એપ્રિલ માસમાં મુંબઈમાં ભરાયલી જનરલ કમીટી વખતે મુંબઈ સંઘે અધિવેશન માટે આમંત્રણ આપ્યું અને પરિણામે સાતમું અધિવેશન મુંબઈમાં ભરાયું. મલકાપુર અધિવેશનની તાજગી હજુ ભુંસાઇ નહોતી તેથી અને કોન્ફરન્સ ઓફિસ મુંબઈમાંજ હોવાથી અધિવેશન માટેનાં પ્રચારકાર્યની ઝુંબેશ ઠીક ઠીક પ્રમાણમાં થવા પામી હતી. પ્રમુખ તરીકે બિકાનેર નિવાસી શેઠ શ્રી ભૈરોંદાનજી શેઠિયાની નિમણુંક કરવામાં આવી હતી. લોકમત કેળવવામાં જાહેર વર્તમાનપત્રોની મદદ લેવામાં આવી હતી. અને 'જૈનપ્રકાશ' મુંબઈમાં આવ્યું ત્યારથી તેમાં કંઈક ચમક આવી હતી તે પણ કાર્યસાધક નીવડી. પરન્તુ એક વાત કોન્ફરન્સના મોવડીઓને ખટકતી હતી. મુંબઈમાંજ-ઘર આંગણે કોન્ફરન્સનું અધિવેશન મળે અને તે કોન્ફરન્સની સ્થાપનામાં તેમજ તેના વિકાસમાં જેણે અથાગ જેહમત ઉઠાવી હતી એવા શ્રી વાડીલાલ શાહ કોન્ફરન્સથી વિરક્તિ સેવે અને હાજરી પણ ન આપે એ યોગ્ય નહિ એમ સમજીને સ્વાગતપ્રમુખ શ્રી મેઘજીભાઈ તથા શ્રી દેવીદાસ ઘેવરીયાએ તેમને ત્યાં જઇને અધિવેશનમાં પધારવા અસાધારણ દબાણ કર્યું હતું. પરન્તુ આવી કોન્ફરન્સોમાં હવે તેમને શ્રદ્ધા રહી નથી તેથી તેઓ કોન્ફરન્સમાં ભાગ લેવા કે કોઈ પણ જાતનો વિરોધ કરવા તૈયાર થઈ શકે તેમજ નથી એવો જવાબ એ વા. મો. શાહે આપ્યો હતો. એ રીતે અસ્વીકાર કરવા છતાં તેઓએ થોડી મિનિટ એ અધિવેશનની સભામાં હાજરી આપી હતી તે બાબતનો ઇસારો કરતાં શ્રી વાડીલાલ શાહે એક વખતે નોંધ્યું હતું કે, શેઠ મેઘજીભાઈનો સચોટ વિનય

નિષ્ફળ જવા બાદ શ્રી દેવીદાસ ઘેવરીયા 'પાંચ મિનિટ આવીને ચૂપ ચાપ બેસી ચાલ્યા જાઓ' એટલું વચન આઠ કલાકની માથાકૂટને પરિણામે મેળવી શકયા હતા—અને તે પણ પોરબંદર-સંઘના માન-પત્રની કિંમત તરીકે અને ૨૫ વર્ષના ધાર્મિક સંબંધનો હક્ક કરીને! અને વચન બરાબર પળાયું હતું.[૧]

મુંબઈમાં માધવબાગમાં એક મોટો સભામંડપ આ પ્રસંગ માટે ખાસ કરીને ઉભો કરવામાં આવ્યો હતો. મુંબઈ જેવું સ્થળ હોય એટલે સભામંડપ જૈનોની હાજરીથી ચીકાર ભરાઇ જાય એ તદ્દન સ્વાભાવિક છે. આ અધિવેશન વખતે પૂજ્ય મુનિ શ્રી નાન-ચંદ્રજી મહારાજની હાજરી મુંબઇમાંજ હતી અને તેઓએ પણ અધિ-વેશનના સભામંડપમાં આવી જૈનો પ્રગતિ કરવામાં કેમ ઢીલા છે એ વસ્તુ બતાવી આપતાં જણાવ્યું હતું કે 'મનુષ્યમાં શક્તિ અથવા બલ છે કે જેના વડે અંતરંગ શત્રુઓનો નાશ થઈ શકે છે. જાતિ-ભેદનો રિવાજ નુકસાનકારક છે. આર્યસમાજ અને ઇસાઇઓમાં જેવો રિવાજ આજકાલ પ્રચલિત છે તેવોજ રિવાજ શ્રીમાન્ ભગવાન્ મહાવીર સ્વામીના સમયમાં પણ હતો. તમારી જાતિ અને તેની પ્રથાઓ પરત્વે જ્યારે જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે ત્યારે મારાં હૃદયને સખત દુઃખ થાય છે.' બીજે દિવસે પણ મહારાજશ્રીએ પ્રાભાવિક ભાષણ આપ્યું હતું કે જૈનોના ત્રણે ફિરકાઓમાં એકતાની ખાસ જરૂર છે. આજે ધર્મના નામે જે વિદ્વેષ ફેલાયો છે તે બુદ્ધિ-માન સજ્જનોને માટે બહુ દુઃખદાયી છે. શ્રીમંત લોકો મહાન નથી પરન્તુ એ મોટાઈ લક્ષ્મીની છે. પરન્તુ લક્ષ્મીથી પણ વધારે મહત્તા તે માણસોની છે જેઓ પરમાર્થ અને પરોપકાર કરે છે. તેઓનું જીવન એક સાધુ મહાત્માનું જીવન છે. × × × શું તમારે બહુ પ્રસ્તાવો પાસ કરવા છે ? પ્રસ્તાવો પાસ કરવાથી શું તમે ખૂશી થશો કે ? ભૂતકાળમાં લેખિત બહુયે પ્રસ્તાવો પાસ થયા હતા. શિક્ષાના

૧. જૈન પ્રકાશ : તા. ૮મી જાન્યુઆરી ૧૯૪૮ : પૃષ્ઠ ૭૯

કોન્ફરન્સ ઑફીસના વર્તમાન મેનેજર
અને 'જૈન પ્રકાશ'ના તંત્રી



શ્રી. હર્ષચંદ્ર કે. દોશી
ન્યાય વ્યાકરણતીર્થ

સમાજવાદી યુવકનેતા, 'સમાજવાદ, દુઃખીની દુનિયા'
આદિ પુસ્તકોના લેખક અને સ્થા. જૈન યુવક
પરિષદ, ઘાટકોપરના સ્વાગત પ્રમુખ



ડૉ. વૃજલાલ ધરમચંદ મેઘાણી

સંબંધમાં ગઇ કાલે આપણે બહુ વાતો કરી હતી. અંગ્રેજી શિક્ષણથી નુકસાન થયું છે. રાષ્ટ્રીય શિક્ષણની અમોને જરૂર છે. ગઇ કાલે ઘણાએ ભાઇઓએ અંગ્રેજી ભણતર વિરુદ્ધ પોતાના હાથ ઉંચા કર્યા હતા, પરન્તુ તેઓને પૂછવું જોઇએ કે તમો તમારા બાલકોને અંગ્રેજી શિક્ષણ લેવરાવો છો કે નહિ ? કોઈ કોઈએ રૂપિયા દેવાના ભયથી વિરોધ કર્યો હતો. યદિ રાષ્ટ્રીય શિક્ષા દેવાની તમારી મરજી હોય તો જરૂર દો પરન્તુ તેના માટે મોટા પાયા પર તમારે તૈયારી કરવી જોઈએ × × × જે વાતને સબ્જેક્ટ કમીટીમાં કહેવાની હતી તે વાત જનરલ અધિવેશનમાં કહીને ચાલતા પ્રવાહને શા માટે રોકવો ? આ ઉત્સાહને રોકવાથી કંઇ લાભ નથી. હું પોતે તો રાષ્ટ્રીય શિક્ષાનો હિમાયતી છું, પરન્તુ આ વખતે તો સમાજમાં કોઈપણ શિક્ષણ જ નથી. એટલા માટે શિક્ષણ સંબંધી પ્રબંધ કરવાની જરૂર છે. એના માટે લાખો રૂપિયાની જરૂર છે. હજારથી કામ ચાલવાનું નથી. કોઈ કહેશે કે મહારાજે લક્ષ્મી વિષયક કાંઇપણ ન બોલવું જોઇએ પરન્તુ લક્ષ્મી ઉપરના તમારા મોહને દૂર કરવાનો અમોને અધિકાર છે. શ્રીમંતોએ પોતાની સંપત્તિનો સદુપયોગ ગરીબ જનો માટે કરવો જોઇએ. શ્રીમાનોએ પોતાના કલ્યાણને માટે દાનશીલતાનો પરિચય કરાવવો જોઇએ. × × × × ધાર્મિક શિક્ષા તો એ જ છે કે જે પ્રાપ્ત કરીને મનુષ્ય દયાળુ અને ઉદાર બને. એટલા માટે મનુષ્યે વિવેકી અને ભક્તિમાન બનવું જોઈએ. × × × × મુંબઈમાં ફક્ત દોરીલોટો લઇને જ આવેલાઓ અને પાછળથી લક્ષાધિપતિ થયેલાઓએ તો દાન અવશ્ય કરવું જોઇએ. × × × .'

મહારાજ શ્રી **નાનચંદ્રજી**ના પ્રેરણાદાયી વ્યાખ્યાનોને પરિણામે આ અધિવેશનમાં વ્યવહારિક શિક્ષણની ખૂબ જ છણાવટ થવા પામી અને તેને અંગે પુનામાં એક બોર્ડિંગ શરૂ કરવાની ચર્ચા થઈ. તેને ખાતર ફંડ શરૂ કરતાં રૂા. એક લાખનું ફંડ થવા પામ્યું એ આ અધિવેશનની ઝળકતી ફત્તેહરૂપ ગણાય. એ સિવાય બીજાં ભાપણો-

માંથી સ્વાગતાધ્યક્ષ તેમજ પ્રમુખનાં ભાષણો મળી શક્યાં નથી તેથી તેમાંથી પ્રેરણાદાયી ફકરાના ઉતારા આપી શકાયા નથી.

ઠરાવો તો ઘણા પસાર થયા હતા. તેમાંના ઘણાખરા પહેલી દૃષ્ટિએ તો ઉપયોગી જણાય તેવા છે, પરન્તુ જે ઠરાવનો અમલ થાય નહિ તેવા ઠરાવ ઉપયોગી જણાય તોય શું અને નિરુપયોગી ગણવામાં આવે તોય શું? એક ઠરાવ કૉન્ફરન્સનું પ્રચારકાર્ય કરવા માટે પદ્ધતિસર આંદોલન કરવાને લગતો હતો અને તેને માટે ઑનરરી પ્રાંતિક સેક્રેટરીની નિમણુંક કરવાનું ઠરાવાયું હતું અને પ્રાંતિક કૉન્ફરન્સો ભરવાની હિમાયત કરવામાં આવી હતી. બીજો ઠરાવ વીરસંઘ સ્થાપવાની જરૂરિયાત દર્શાવનારો હતો. ત્રીજો ઠરાવ સમસ્ત સ્થાનકવાસી જૈન સમાજમાં સંવત્સરી પર્વ એક જ દિવસે પાળવા સંબંધી હતો. પુના બોર્ડિંગ ખોલવા સંબંધી પણ એક ઠરાવ થયો હતો. દર દશ વર્ષે સમસ્ત સ્થાનકવાસી જૈનોની ડિરેકટરી કૉન્ફરન્સના ખર્ચે પ્રગટ કરવી એને લગતો પણ એક ઠરાવ હતો. દરેક અધિવેશનમાં ડિરેકટરીને લગતો ઠરાવ થતો હતો, પણ તે ઠરાવ પૂરતો જ. તેનો અમલ ભાગ્યે જ થતો હતો. એક ઠરાવ બ્રહ્મદેશમાં બૌદ્ધ સિદ્ધાંતોથી વિરૂદ્ધ વર્તીને બર્મન જનતા માંસાહાર કરે છે તે માટે ત્યાં એક ઉપદેશક મોકલીને માંસાહારને રોકવાનો પ્રબંધ કરવાને લગતો હતો. કૉન્ફરંસ ભારતવર્ષમાં તો પૂરૂં આંદોલન જગાવી શકતી નથી ત્યાં બ્રહ્મદેશ જેવા દૂર આવેલા પ્રાંતમાં માંસાહાર અટકાવવાની વાતો કરે એ કંઈ ઓછું આશ્ચર્યજનક ન કહેવાય. મુનિસંમેલન ભરવા માટે કૉન્ફરંસ ઓફિસ યોગ્ય પ્રબંધ કરે એવો એક ઠરાવ હતો: જૈન ટ્રેનિંગ કૉલેજ સાથે ગુરૂકુળની પ્રથા પણ શરૂ કરવી એમ ઠરાવાયું હતું. આવા આવા અનેક ઠરાવો થાય, પરન્તુ તેનો અમલ નહિ જેવો હોવાથી તેની ઉપયોગિતા કંઈ રહેતી નથી.

卐

૧૧

# આઠમું અધિવેશન: બિકાનેરમાં

[ તા. ૬-૭-૮ ઓક્ટોબર ૧૯૨૭ ]

મુંબઇનાં સફળ અધિવેશનની અંતિમ રાત્રિએ જ્યારે રૂપિયાનો ચોમેરથી અણચિંતવ્યો અને વણમાગ્યો વરસાદ વરસી રહ્યો હતો અને લોકોનાં હૃદયમાં ઉત્સાહનાં પૂર ઉભરાતાં હતાં ત્યારે એ ઉત્સાહ અને એ આનંદમાં અભિવૃદ્ધિ કરનાર એક અવાજ મંડપમાં ગાજી ઊઠયો હતો કે 'ઝાંસીનિવાસી શ્રી મિલાપચંદજી વેદ કોન્ફરંસનું આવતું અધિવેશન બિકાનેરમાં પોતાને ખર્ચે કરવાનું આમંત્રણ આપે છે' અને જયજીનેંદ્રના ધ્વનિ વચ્ચે તેમની એ માગણી મહાસભાએ મંજુર રાખી હતી તથા ત્યારપછીની વિજયાદશમી પર અધિવેશન ભરવાનું ઠરાવાયું હતું. " તે દરમ્યાન શ્રી દુર્લભજી ઝવેરી બાકુ મુકામે પૂજ્યશ્રી જવાહરલાલજી મહારાજનાં દર્શનાર્થે પધારેલા. ત્યાં તેઓએ શ્રી વાડીલાલ મોતીલાલ શાહનાં ' પ્રગતિનાં પાદચિન્હો' તથા 'આ બધો પ્રતાપ વેપારનો ! ' નામના લેખો જુદાં જુદાં વર્તમાનપત્રોમાંથી વાંચી સંભળાવ્યાં. અધ્યાત્મ-રત્નના ઝવેરી આચાર્યશ્રીએ એમના લેખોને કૃષ્ણની મોરલી અને પાકાં ફળ તથા પાસા પાડેલા હીરા સાથે સરખાવ્યાં અને સાહિત્યક્ષેત્રમાં એમને ખેંચી લાવવાનો

આગ્રહ કરવાની કેટલાક આગેવાનોને સલાહ આપી. એ પરથી પત્ર-વ્યવહાર ચાલ્યો."[1] ત્યાર પછી પૂજ્યશ્રીનું બિકાનેર પધારવાનું થતાં ત્યાં સાતમા અધિવેશનના પ્રમુખ શ્રી ભૈરોંદાનજી શેઠિયા સાથે ચર્ચા થઇ અને તેને અંગે પત્રવ્યવહાર શરૂ થયો. પછી શ્રી વાડીલાલ શાહની યોજના બિકાનેર મોકલવામાં આવી. એ યોજના મુંબઇનાં કોઈ પરાંની નજીકમાં એકાંત સ્થાનમાં એક 'જૈન તીર્થ' ખોલવાને લગતી હતી, જેમાં નીચલી સંસ્થાઓનો સમાવેશ કરવાનો હતો:

૧ જૈન અને જૈનેતર સમર્થ વિદ્વાનોના સહકારથી જૈન શાસ્ત્રો પર વિવેચન કરનાર ખાતું.

૨ જુદા જુદા વિષયો પર ખાસ ગ્રંથો, કથાઓ, કાવ્યો, ગીતો સંસ્કારી ભાષામાં લખવાનું ખાતું.

૩ ઉચ્ચ કોટિના સાપ્તાહિક પત્રની જુદી જુદી ત્રણ ભાષામાં પ્રગટ થતી આવૃત્તિ અને પ્રિંટિંગ પ્રેસ.

૪ મેટ્રિક સુધીનાં જ્ઞાન સાથે, ધર્મનાં અને વ્યાપારી શિક્ષણનાં મૂળતત્ત્વો શિખવવા માટેનું ગુરૂકુળ.

૫ નૈયાયિકો, મિશનરીઓ અને લેખકો ઉત્પન્ન કરવા માટે એક જૈન ટ્રેનિંગ કોલેજ.

૬ ઉત્તમ સાધુ બનાવનાર સંસ્થા.

૭ કસરતશાળા, વૈદ્યશાળા, યાત્રીઓ માટે ઉતારા.

૮ સ્ટાફ તથા નોકરો માટે રહેવાનાં સ્થાન.

આવી એ યોજના બિકાનેર મોકલવામાં આવી. તેને શેઠિયાજીએ ગ્રાહ્ય ગણી અને હાલ તુરત તે યોજનામાંથી સાહિત્ય-વિષયક વિભાગને હાથ ધરવો એ આવશ્યક છે એમ જણાવ્યું. બિકાનેર રૂબરૂ આવવાનો આગ્રહ થતાં વા. મો. શાહ ત્યાં ગયા. સઘળી યોજના સમજાવી અને ફંડ માટે વ્યાખ્યાન સમયે મુદ્દલ અપીલ કરવામાં

---

૧ જુઓ જૈનપ્રકાશ: તા. ૩-૭-૧૯૨૭ પૃષ્ટ ૨૬૫.

આવી નહોતી, છતાં પણ બિકાનેરના ઉત્સાહી ધર્મવીરોએ આપસ-આપસમાંથી રૂા. બે લાખ જેટલી મોટી રકમ એકઠી કરવાનું સ્વીકાર્યું અને શ્રી દુર્લભજી ઝવેરીએ પોતાના સંબંધીઓ તેમજ મિત્રોમાંથી રૂા. એક લાખ એકઠા કરવાનું તેમજ વા. મો. શાહ એ કામ પૂજ્યશ્રીની સાથે પોતાને ખરચે રહીને કરે ત્યાં સુધી તેમના પર્સનલ સેક્રેટરી તરીકે કામ કરવાનું માથે લીધું. એ રીતે બિકાનેર અધિવેશન પહેલાં સ્થાનકવાસી જૈન સમાજે જુદો જ માર્ગ ગ્રહણ કર્યો.

આ અરસામાં બિકાનેરમાં સ્વાગત સમિતીની ચુંટણી થઇ ગઇ હતી અને તે સમિતિએ શ્રી વાડીલાલ શાહને પ્રમુખ તરીકે ચૂંટવાનું નક્કી કર્યું. એટલે એ સુપ્રસિદ્ધ વિચારક પર નીચે મુજબ એક પત્ર પાઠવ્યો :

" ઇસ અધિવેશન કો સફલ બનાને કી ઔર સ્થા. જૈન સમાજમેં નવીન ઉત્સાહ બલ પ્રેરને કી અત્યાવશ્યકતા હૈ, ઇતના હી નહીં કિન્તુ સમાજ કી ઉન્નતિ કે વાસ્તે એવં ધર્મ પ્રચાર કે વાસ્તે કોઈ રચનાત્મક કાર્ય હો સકે ઐસી કાર્યવાહી કોન્ફરંસ દ્વારા હોના જરૂરી હૈ. ઇસ મહત્ત્વ કે કાર્ય મેં કોઈ સેવાપ્રેમી ઔર સમર્થ પુરૂષ-પ્રવર કે નેતૃત્વ કી બડી આવશ્યકતા હૈ. અપને સમાજમેં આપકા અદ્વિતીય સ્થાન હૈ. ઇસ લિયે યહાં કી સ્વાગત સમિતિ ચાહતી હૈ ઔર સવિનય અનુરોધ આપસે હી કરતી હૈં, કિ ઇસ વખ્ત કા કોન્ફરેંસ કા પ્રમુખપદ સ્વીકાર કર સમાજ કા નેતૃત્વ સ્વીકારે " ઈત્યાદિ.

તે ઉપરાંત ' શ્રીમાન્ વા. મો. શાહ કો અધિકતર આગ્રહ કરને કો આગેવાન ગૃહસ્થોં કા ડેપ્યુટેશન લે જાને કો બમ્બઈ કોન્ફરન્સ કો લિખા ગયા હૈં. એ પ્રમાણે રેસિડેન્ટ જનરલ સેક્રેટરી પર પણ લખવામાં આવ્યું હતું. જેને પરિણામે મુંબઇ સંઘના

સંઘપતિ શ્રીમાન્ મેઘજીભાઇ થોભણ જે. પી ની સરદારી નીચે એક ડેપ્યુટેશન શ્રી વાડીલાલ શાહને મળવા ગયું હતું. તે ડેપ્યુટેશ-નમાં શ્રી સુરજમલ ઝવેરી, શ્રી અમૃતલાલ ઝવેરી, શ્રી ગોકલદાસ પ્રેમજી, શ્રી જગજીવન ડોસાભાઈ વગેરે સજ્જનો હતા. શ્રી મેઘજીભાઈએ તથા શ્રી સુરજમલ ઝવેરીએ સઘળા તરફથી શ્રી વાડીલાલ શાહને પ્રમુખપદ સ્વીકારવા માટે વિનંતી કરી હતી અને આશિષ આપી હતી કે પ્રમુખપદ માટેની આ ચુંટણી જૈનોના ત્રણેય ફીરકાઓમાં એકતા ઉપજાવનાર થઈ પડશે. તેના જવાબમાં શ્રી વાડીલાલ શાહે સંક્ષેપમાં વિદ્વત્તાપૂર્ણ જવાબ આપતાં જણાવ્યું હતું કે ‘ તમોએ પ્રેમભાવથી આરોપેલા જ્ઞાનગુણનો દાવો મારાથી દૂર હો, કારણ કે હું હજી જ્ઞાનસમુદ્રના કિનારા પરનાં શંખલાં વીણનાર મજૂર છું; પરન્તુ ધન, લાગવગ, સેવાશકિત અને જ્ઞાન : એ ચાર ઉપયોગી તત્ત્વો પૈકીના જ્ઞાનને નેતૃત્વ આપવાની આજથી જે પહેલ કરવામાં આવી છે તે તનદુરસ્ત પહેલ હિન્દની તમામ કોમોને ઉપયોગી પાઠરૂપ થઇ પડે તેમ હોવાથી આ આમંત્રણનો હું સાભાર સ્વીકાર કરૂં છું; અને તેમ કરવામાં હું સંઘની નહિ પણ મારા જ વિકાસની તક જોઉં છું. મારો જવાબ બિકાનેર પહોંચાડતી વખતે તમો મારી આ ઇચ્છા પણ વ્યકત કરશો કે રેલ, દુષ્કાળ, મરકી, રાજકીય સંકટ ઈત્યાદિથી નિરંતર પીડાતાં અને દબાયલાં આપણાં ભારતવર્ષની કોઇ પણ કોમને મોટાઇના દેખાવ તેમજ દ્રવ્ય, શકિત કે સમયનો નિરુત્પાદક વ્યય બીલકુલ પાલવવો જોઇએ નહિ. માટે સત્કાર આદિ વિધિઓનો પ્રોગ્રામ છેક જ છોડી દઇને ફાજલ પાડી શકાય તેટલી બધી શકિત અને દ્રવ્યનો વ્યય સમાજનો હૃદયપલટો કરવાનાં સંગીન કામમાં થવા પામે એવી તજવીજ કરશો અને એવું કાર્ય આપનું આમંત્રણ સ્વીકારવા પહેલાં હું જણાવી ગયો છું તે મુજબ તત્ત્વજ્ઞાનનો પ્રચાર એ જ છે. **જડ એવા શરીરમાં આત્માને જે સ્થાન છે, તે જ સ્થાન ધર્મ**

રૂપી શરીરમાં તત્ત્વજ્ઞાન રૂપી પ્રકાશને છે; જેમ આત્મા નીકળી જતાં શરીર મુડદું બની ગંધાય છે બરાબર તેમજ જે ધર્મમાંથી તત્ત્વજ્ઞાનનો શોખ અને પ્રચાર અદૃશ્ય થાય છે તે અનુયાયીઓમાં બુદ્ધિની જડતા ઉત્પન્ન થઈ અનિષ્ટ કલેશો અને ધાર્મિક ઝનુન ફેલાવા પામે છે. આખા ભારતવર્ષમાં ચોતરફ આજે જે અનિષ્ટ કલહ વ્યાપી રહ્યો છે તેનું મૂળ કારણ આ એક જ છે. રાજકીય ડહાપણ થીગડાં મારી શકશે, પરન્તુ રોગને મૂળથી નાબુદ કરવામાં અને રાષ્ટ્રશક્તિ પ્રગટાવવામાં તો તે કારગત થઈ શકશે નહિ. તે માટે તો દરેક ધર્મના કુશળ નેતાઓએ પોતે પોતાના ધર્મની વિધિઓ અને ઉપદેશોની પાછળ છુપાયલું તત્વજ્ઞાન ડુબકી મારીને શોધવું પડશે અને જનતાને તેમાં રસ લેતાં શીખવવું પડશે. હૃદયપલટો આ પ્રમાણે થવા બાદ જ દેશમાં કોઈ પણ પ્રવૃત્તિ સંગીન ફળ આપનારી થઇ શકશે. આ સંબંધમાં હું જ્યારે બિકાનેર ગયો ત્યારે મારી સૂચનાનો જે ઉદાર દિલથી પડઘો પાડવામાં આવ્યો હતો અને જે અસાધારણ રકમ, વગર અપીલે, તત્વજ્ઞાનનાં શોધન તેમજ પ્રચાર માટે કાઢવામાં આવી હતી તે માટે હું બિકાનેર સંઘને ધન્યવાદ અને સ્થાનકવાસી જૈન સમાજને મુબારકબાદી આપવાની લાલચને દાબી શકતો નથી. બિકાનેર કોન્ફરંસ ભરવા પહેલાં એ કોન્ફરંસ નિમિત્તે જે ધડો લેવા લાયક નવીનતાઓ આ સમાજે અંગીકાર કરી છે તેનું ભાઈબંધ કોમો અનુકરણ કરે એમ આપણે ઇચ્છીશું. × × × × વિજયાદશમીને રોજ મળનારી કોન્ફરંસમાં જે વિજય થશે તે સકળ જૈનસંઘનો છે, અને જે ખામી રહેશે તેનો જવાબદાર હું છું. ખામી રહેવા ન પામે તે માટે હું આજથી જ એક મજૂર માફક કામે લાગી જવા ધારૂં છું; પરન્તુ દરેક પ્રમાણિક મજૂરની માફક હું મારી પ્રમાણિક મજૂરી પણ છોડી દેવા માગતો નથી કે જે મજૂરી સમસ્ત સંઘના સંગીન સહકારના રૂપમાં અને નહિ કે નાણાંના રૂપમાં—નાણાં સંબંધી તો આ કોન્ફરંસ પ્રસંગે

અપીલ થવા જ ન પામે એ હું ઈચ્છવાયોગ્ય માનું છું; કારણ કે તેથી જ લાંબે સરવાળે સાચી ઉદારતા પ્રગટ થવા પામશે.'[1]

શ્રી **વાડીલાલ શાહે** પ્રમુખપદનો સ્વીકાર કર્યો અને તે ખબર જાહેર વર્તમાનપત્રોમાં પ્રગટ થતાં સારાંયે ભારતવર્ષમાંથી અભિનંદનના તારો અને પત્રો મળી રહ્યા. એ ચુંટણીથી સમસ્ત સ્થાનકવાસી જૈન સમાજ રાચી રહ્યો, પરન્તુ મુંબઈ સંઘના કેટલાક નાના માણસોની ખટપટમાં તેમજ શ્રી **વાડીલાલ શાહ**ના કેટલાક હિતશત્રુઓની ઈર્ષ્યાગ્નિના દાવાનળમાં કોન્ફરંસ ઓફિસ પણ અટવાઇ ગઈ અને પરિણામે ખટરાગનો એક મોટો ભડકો સળગ્યો. સમાજને પ્રગતિ મળવી તો બાજુએ રહી, પરન્તુ અવગતિને ચીલે તે ચઢી ન જાય એ તરફ લક્ષ આપવાની જરૂર ઉભી થઇ. બધી બાજુઓનો વિચાર કરીને અને પોતાનાં અંગત અપમાનને ગળી જઇને શ્રી **વાડીલાલ શાહે** પ્રમુખપદનું રાજીનામું આપ્યું. તે દરમ્યાન ખટપટના સૂર ઠેઠ **બિ**કાનેર સુધી પહોંચાડવામાં આવ્યા. કયો રસ્તો લેવો તે બાબતમાં સ્વાગતસમિતિને પણ મુંઝવણ થઈ. છેવટે **બિ**કાનેરથી શ્રી **આનં**દરાજજી **સુરાણા**, શ્રી **નથમલજી ચોર**ડિયા, શ્રી **દુર્લભજી** ઝવેરી અને શ્રી **અમૃ**તલાલ **રાય**ચંદનું એક ડેપ્યુટેશન **મું**બઇ આવ્યું. તેમણે અનેક જણાની મુલાકાત લીધી, ખટપટનું વાતાવરણ કંઇક મોળું પાડયું અને ખૂબ વાટાઘાટને અંતે **સ્થા**નકવાસી **જૈન સમાજ**નું નાક રાખવા ખાતર જ શ્રી **વાડીલાલ શાહ** પાસે પ્રમુખપદનો આગ્રહપૂર્વક સ્વીકાર કરાવરાવ્યો. એ રીતે એ અપ્રિય બાબત પર પડદો પડયો, અને ખરાબે ચડેલું નાવ કંઇક રસ્તા પર આવવાનાં નિશાન જણાયાં.

* * *

પરિણામ એ આવ્યું કે ધર્મપ્રચારની વાત તો બાજુએ રહી, સાહિત્યપ્રચારને પણ છાંડી દેવામાં આવ્યો, અને રહી માત્ર એક જ

---

૧. જૈન પ્રકાશ : તા. ૧૪-૮-૧૯૨૭; પૃષ્ઠ ૩૨૮-૨૯-૩૦

વસ્તુ—બીજી ભાઈબંધ કોમોમાં સ્થાનકવાસી જૈન કોમની હાંસી ન થાય એટલું જ જોવાનું અને સંભાળવાનું રહ્યું. એ જ દૃષ્ટિએ પ્રમુખપદનો બોજો શ્રી **વાડીલાલ શાહે** ખેંચી રાખ્યો હતો. એ અધિવેશન માટે પ્રચારકાર્ય નહિ જેવું થઇ શકયું હતું, છતાં પણ ત્રીસ વરસના જાહેર જીવનવાળા લોકપ્રિય નેતા પાસે ત્રણ ત્રણ વખતના આગ્રહ બાદ પ્રમુખપદ સ્વીકરાવવામાં આવ્યું હતું એ જ વાત એટલું તો અવશ્ય સાબીત કરતી હતી કે, એ **વાડીલાલ શાહ** પ્રત્યે જનતાનો ચાહ પુષ્કળ પ્રમાણમાં હતો અને તે વાતની સાબીતી સભાપતિને સ્ટેશને સ્ટેશને હૃદયપૂર્વકનો સત્કાર આપીને જનતાએ પુરી પાડી હતી.

પ્રમુખની બિકાનેર તરફની વિદાયગીરી વખતે મુંબઈનાં છાપાંના પ્રતિનિધિએ એક પ્રશ્નથી ભારે રમુજ ઉપજાવી હતી. વેપારી કોમના પ્રમુખને થર્ડકલાસમાં મુસાફરી કરતા જોઈ તેમને તાજુબી થઇ હતી અને તેથી એ પ્રશ્ન થવા પામ્યો હતો. શ્રીયુત શાહે જવાબ આપ્યો હતો કે ખરી રીતે જોતાં તો હિંદની કોઈ કોમ આબાદી ધરાવતી નથી, અને જે થોડી વ્યક્તિઓ અકસ્માતથી પૈસો ધરાવે છે તેઓએ પણ દેશ અને સમાજની અનિવાર્ય તંગીઓ નજર સામે રાખીને બીનજરૂરી ખરચો છેક જ ઓછાં કરતાં શિખવું જોઇએ. તેવું શિક્ષણ દેશ અને સમાજના નેતાઓના વર્ત્તન પરથી અને ખાસ કરીને આવે પ્રસંગે જ જનતાને મળવું શકય છે. કોન્ફરંસ જેવા પ્રસંગે તો સામાન્ય જનતાની સાથે જ મુસાફરી કરીને દરેક વ્યકિતના સમાગમમાં આવવું જોઇએ અને વાતચીત દ્વારા તનદુરસ્ત વિચારોનાં બીજ નાંખતાં જવું જોઈએ. ઝાલરા પાટણના રાજ્યગુરૂ પંડિત ગિરિધર **શર્માએ** જણાવ્યું કે સત્તા ભોગવવા ખાતર નહિ પણ સેવા કરવા માટે જ જો સભાપતિઓ જોઇતા હોય તો હિંદની દરેક કોમે હવે આ પ્રથા જ સ્વીકારવી જોઇએ. 'પ્રગતિ' પત્રના સંપાદક શ્રી **પરધુ**-

ભાઈ શર્માએ જણાવ્યું હતું કે, સાહિત્યકારના વર્ગમાંથી પસંદ કરાયલી એક વ્યકિતની લોકપ્રિયતા સમસ્ત સાહિત્યકારવર્ગને માટે અભિનંદનીય છે; એક વિચારક અને ફીલ્સુફ જ્યારે જ્યારે નેતા બને ત્યારે કંઈ કંઈ નવી અને તનદુરસ્ત પ્રથાઓ દાખલ થવી જ જોઈએ. તેમને ઉત્તર આપતાં શ્રીયુત શાહે કહ્યું હતું કે, તન્દુરસ્ત કે નાદુરસ્ત એ વાતનો નિર્ણય તો તમો પત્રકારોને સોંપી હું સંખ્યાબંધ નવી પ્રથાઓ આ પ્રસંગે દાખલ કરવાનો છું. જેમાં પ્રથમ તો એ છે કે પ્રમુખ તરીકેનું મારૂં ભાષણ મેં છપાવ્યું પણ નથી તેમજ લખ્યું પણ નથી. અને પ્લેટફોર્મ પર ઉભવાની છેલ્લી ઘડી સુધી સઘળી પરિસ્થિતિઓનું માત્ર અવલોકન કરવાનો જ મેં નિશ્ચય કર્યો છે, કે જેથી આદર્શ અને વ્યવહાર બન્નેનો સુંદર સંયોગ થઈ શકે. વળી હું સમાજને દોરવાને બદલે માત્ર તેઓનો આત્મા જગાડીને દૂર રહેવા ઇચ્છું છું કે જેથી જાગૃત થયેલો તેમનો આત્મા પોતાનો માર્ગ પોતે શોધી શકે. સંભવ છે કે આ કોન્ફરંસમાં અગાઉ કદાપિ નહિ જોવામાં આવેલું એટલી હદનું લડાયક બળ પણ ફાટી નીકળે, પણ મને ખાત્રી છે કે મધુરૂં પ્રભાત પ્રકાશ અને અંધકારનાં ભયંકર યુદ્ધ બાદ જ થાય છે. અને જ્યાં સુધી દિલની જવાળાઓ પૂરેપૂરી ખાલી થતી નથી ત્યાં સુધી સાચી અને કાર્યસાધક શાંતિને બદલે ઢોંગી અને બલનાશક શાંતિનો ઓળો માત્ર જ હોઈ શકે. ખરી વાત તો એ જ છે કે યુદ્ધને કાબુમાં રાખવું એ અતિ વિકટ કાર્ય છે, પરન્તુ મારા પાંચ લાખ સ્વધર્મી-ઓની મારા પ્રત્યેની અસાધારણ શુભ ભાવનાના બળથી હું અત્યારથી જ સહીસલામતીપૂર્વક આગાહી કરી શકું છું કે બિકાનેર કોન્ફરંસને પરિણામે સાચી શાંતિ અને સહકાર થયેલાં તમે જોઇ શકશો. જાહેર પત્રોને રિપોર્ટો મોડા મળશે, પરન્તુ સઘળી બિમારી દૂર થયા પછીના જ રિપોર્ટો મળશે.

આ અધિવેશન વખતે સૌથી વધુ ધ્યાન ખેંચે એવી એક વસ્તુ એ હતી કે સહાનુભૂતિના સંખ્યાબંધ સંદેશાઓ આવવા પામ્યા હતા

અને તેમાંના થોડાકને વાંચી સંભળાવીને શ્રીયુત **શાહે** તેના અર્થ કરતી વખતે ઘણું જ બોધદાયક અને વ્યવહારૂ વિવેચન કરી બતાવ્યું હતું અને ધર્મ, સમાજ અને કોન્ફરંસ વચ્ચેનો સંબંધ સમજાવ્યો હતો. એમના એ પ્રાથમિક ભાષણને યથારૂપ જ છેક સિલોનથી મોકલાવાયેલો **મહાત્મા** ગાંધીનો તાર હતો, જે ઘટના આશ્ચર્યજનક હતી.

**મહાત્મા ગાંધીનો તારસંદેશ**

'Conferences now a days *overdone. Truly* religious conference should be only of *hearts introspective*; not criticising or blaming others, but carrying on religious *self-examination*, taking all blame on oneself. Jains pride themselves on posssessing most rational logical humanitarian religion, but deny it by Shwetambers and Digambers engaging in physical and legal Fights. Logic chogging or hairsplitting not conductive of growth. From religious sense humanitarianism that which exhausts itself in anyhow protecting lower order. Life is hardly human–nay even become inhuman.

**વા. મો. શાહે સમજાવેલો ભાવાર્થ**

આજકાલ કોન્ફરંસોનો રાફડો ફાટ્યો છે. ખરા અર્થમાં ધાર્મિક કોન્ફરંસ કહી શકાય એવું થવા માટે તો **આંતરદૃષ્ટિવાળાં હૃદયોનું** જોડાણ જોઇએ. ( કારણ કે ફક્ત આંતરદૃષ્ટિવાળી સ્થિતિમાં જ હૃદયનો પડઘો હૃદય પાડી શકે છે અને એકતા કે એકતારતા પ્રગટી શકે છે. ) એકબીજાને શિરે દોષારોપણ કરવાની રીત છોડી સઘળાઓના દોષો પણ પોતાના માથે લઈ ઊંડું આત્મનિરીક્ષણ કરવું જોઇએ. ( આત્મનિરીક્ષણ વગર સત્ય દર્શન–Percaption–ન હોઇ શકે અને તે

વગર સત્યજ્ઞાન—સમ્યક્ત્વ—સંભવે નહિ, અને સમકિતના સ્થિર પ્રકાશ સિવાય પ્રગતિકારક ચારિત્ર્ય પણ હોઇ શકે નહિ. તેથી, જ્યાં આંતરદૃષ્ટિની તાલીમ જ નથી ત્યાં ખરે રસ્તે કામ થવાનો સંભવ જ નથી.) બુદ્ધિના ઉપયોગપૂર્વક થતી દયાનો સૌથી વધારે હિસ્સો જૈનધર્મમાં છે એવું અભિમાન જૈનો ધરાવે છે, પરન્તુ જ્યારે તેઓના શ્વેતામ્બર, દિગમ્બર સંપ્રદાયો પરસ્પર મુકદ્દમાબાજી અને વાળ ચીરવા જેવા બુદ્ધિવાદની લડાઇમાં ઉતરે છે ત્યારે તેઓમાં ઉક્ત દયાનો અંશ પણ નથી જોવામાં આવતો. આવા ઝઘડાઓ વિકાસક્રિયાને રોકે છે. ધાર્મિક દૃષ્ટિએ તો 'દયા' તેનું નામ છે કે જેમાં હલકી પાયરીના જીવોની રક્ષા માટે ઉંચી પાયરીના જીવાત્માઓએ પોતાનું બલિદાન આપવું પડે. આજકાલના જીવનમાં એવાં 'દૈવત્વ'ની ગંધે ય નથી, પરન્તુ મનુષ્યત્વ પણ અલ્પાંશે જ રહેવા પામ્યું છે, એટલું જ નહિ પણ અમાનુષીપણું પણ દેખાવા લાગ્યું છે.

## પંજાબકેસરી લાલાજીનો સંદેશ

As a grandson of a Sthanakwasi Jain, I have fullest sympathy with the objects of your conference and wish it all success. Hope your conference will propagate true principles of Jainism, universal love and purity of life.

એક **સ્થાનકવાસી જૈન**ના પૌત્ર હોવા માટે અભિમાન લેતાં પંજાબના વીરકેસરીને આ કોન્ફરન્સનાં ધ્યેય પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવવાને અને આપણને સંપૂર્ણ વિજય મળો એવી પ્રાર્થના કરવાને હર્ષ થાય છે. તેઓ વળી એક બંધુ તરીકે સલાહ આપે છે કે આપણે જૈનધર્મનું તત્ત્વજ્ઞાન શોધવું અને ફેલાવવું જોઇએ. વિશ્વવ્યાપક પ્રેમ, સહિષ્ણુતા અને નિષ્કલંક જીવન—એ તત્ત્વોથી બનેલો 'ધર્મ' **ધારણ કરવો** જોઇએ. તમે પૂછશો કે **લાલાજી** આપણા પ્રત્યે આટલો **પ્રેમ**

હોવા છતાં આર્ય સમાજીસ્ટ કેમ બની ગયા હશે? પણ હું કહીશ કે જ્યાં જ્યાં બુદ્ધિની નિર્મળતા, સચ્ચાઇનો શોખ અને અપ્રમત્ત ગતિશીલતા છે ત્યાં ત્યાં જૈનપણું અવશ્ય છે, પછી બહારનું નામ કારણવશાત જેમ તમારે સ્થાનકવાસી રાખવું પડ્યું તેમ કોઇએ આર્યસમાજી અને કોઇએ વૈષ્ણવ કે થિઓસોફિસ્ટ રાખ્યું હોય તેથી ચમકવાની જરૂર નથી. નામો અને શરીરો નહિ, પણ અંદરનો પ્રકાશ અને શકિત એ જ મુખ્ય બાબત છે.

લાલાજી અને એવા બીજા કેટલાયે ઝડપથી પ્રગતિ કરવા મથતા આત્માઓ જડભાવમાં મુંઝાઈ રહેલા આપણા જેવા સમાજોમાંથી અલગ થઈ તેમના ધ્યેયને અનુકૂળ થઇ પડે તેવા સમાજ અને વાતાવરણમાં જવા લાગ્યા છે એ જોઇ હું તો 'જૈન' તરીકે દિલગીર થવાને બદલે ઉલટો ખુશી થાઉં છું; કારણ કે કોઈની પણ પ્રગતિ થતી જોઇને જૈને તો ખુશી જ થવું પડે અને જેઓ આવી ઘટનાઓથી નાખુશ થતા હોય તેઓએ મનન કરવાનું રહ્યું કે જગપ્રસિદ્ધ પુરૂષો આપણા સમાજમાં કેમ ટકવા પામતા નથી! મહાત્મા ગાંધીજી કહે છે તેમ પોતાના ઘરની અંદરનો સડો શોધી દૂર કરવાને બદલે કોઈ સડાથી દૂર રહેવા મથતા પ્રગતિશીલ આત્માઓ પ્રત્યે દોષદષ્ટિએ જોવાથી તે મનુષ્ય પોતાનું તેમજ પારકું અહિત કરનારો થઇ પડે છે, કે જેમ પંજાબ ધારાસભાની છેલ્લી ચુંટણી વખતે જૈનોનાં હાથે થવા પામ્યું હતું. સદ્ભાગ્યે છેલ્લી ઘડીએ મારા તારોનો પડઘો પાડવાની સન્મતિ થવા પામી એ માટે હું પંજાબ જૈન સંઘને એમનાં ખરાં જૈનપણા માટે અભિનંદન આપું છું.

## શ્વે. મૂર્ત્તિપૂજક કોન્ફરંસનો તાર

શ્વેતામ્બર મૂ. જૈન કોન્ફરંસ ઓફિસના પ્રેસિડંટ અને જનરલ સેક્રેટરી મહાશયો તરફથી આ કોન્ફરંસને 'Brilliant success' અથવા 'ચળકતી ફત્તેહ' ઇચ્છનારો તાર કરવામાં આવ્યો હતો, જે

વાંચતાં પ્રમુખશ્રીએ જણાવ્યું કે 'સેંકડો ભાષણોમાં જેટલું અર્થગૌરવ નથી તેટલું આ તારના બે શબ્દોમાં હું જોઉં છું. એ તારને આપણે લાંબા ધન્યવાદ દઈશું અને તેની આશિષ જિગરથી સ્વીકારીશું.'

એ સિવાય કોલ્હાપુરના દિવાન શ્રી **એ. બી.** લઠ્ઠે, **અમદાવાદથી** શ્રી **અંબાલાલ સારાભાઈ**, **મુંબઈથી જી. બી. ત્રિવેદી**, **ઝાલરાપાટણથી** શ્રી **લાલચંદજી શેઠી**, કલકત્તાથી **રાયકુમારસિંગ બહાદુર**, **મુંબઈથી** શેઠ **બીરલાજી**, **હિંગનઘાટથી** શ્રી **મથુરદાસજી મોહતા**, **રંગુનથી** શ્રી **સી. વી.** ગલિયારા, ડેરાઇસ્માઇલખાનથી શ્રી **રાયસાહેબ ગોપીચંદજી**, **અજમેરથી** પંડિત અર્જુનલાલજી **શેઠી**, **હરદોઇથી** શ્રી **બાબુ ચંપતરાય જૈન**, બેરિસ્ટર, **ઝાલરાપાટણથી પંડિત** ગિરિધરલાલજી **શર્મા**, **દેહગામથી પંડિત લાલન**, શ્રી **ન્હાનાલાલ** દલપતરામ કવિ, રાજકોટથી શ્રી **મણિલાલ** ઉદાણી, કચ્છ માંડવીથી શ્રી **લક્ષ્મીદાસ રવજી તેરસી**, ખંડવાથી **બ્રહ્મચારી શીતલપ્રસાદજી**, વર્ધાગંજથી શ્રી **ચિરંજીલાલ જૈન**, કોટાથી શ્રી **પ્રતાપમલ બાંઠીયા** અને તે સિવાય બીજા અનેક **સ્થાનકવાસી** જૈનો તેમજ જૈન સંસ્થાઓ તરફથી સહાનુભૂતિના તારો અને પત્રો આવ્યા હતા. આટલી સંખ્યામાં જૈનો તેમજ જૈનેતરો તરફથી સહાનુભૂતિના સંદેશા કોઇ પણ અધિવેશનમાં આવવા પામ્યા નહોતા. એ વસ્તુ એક વાત અવશ્ય પુરવાર કરતી હતી કે શ્રી **વાડીલાલ શાહ**ના જુના સંબંધીઓ, સ્નેહીઓ અને મિત્રો તેમનાં પ્રમુખપણાં નીચે ભરાયેલાં અધિવેશનમાં કોઇ વિશિષ્ટ પ્રકારનું સમાજોત્કર્ષનું કાર્ય થશે એવી અભિલાષા સેવી રહ્યા હતા, પરન્તુ તેઓને ખબર જ નહોતી કે સ્થાનકવાસી જૈન સમાજથી એ ફિલસૂફનું તેજ જીરવી શકાય તેમ નહોતું.

× × ×

વિજયાદશમીનો એ દિવસ હતો. પ્રકાશ અને શક્તિનો ભંડારરૂપ સૂર્ય માથા પર હતો. વિજિગીષા અથવા Will-to-conquerના

સિદ્ધાંતને ૫ા સદી સુધી વિવિધ રૂપે ઉપદેશનાર વ્યકિત, મૂર્તિપૂજા સામે બળવો જગાડનાર લોંકાશાહના પાંચ લાખ અનુયાયીઓના આગ્રહયુકત આમંત્રણથી સુવર્ણના સિંહાસન પર અદ્ધર શ્વાસે બિરાજી હતી. એનું એકવડીયું પણ ઉંચું શરીર લાંબા વખતના સતત પરિશ્રમ અને બાહ્ય તેમજ આંતર યુદ્ધેથી જીર્ણ થયેલું સ્પષ્ટ દેખાતું હતું; એના ચહેરા પર ગંભીરતા અને આંખોમાં પ્રકાશ રમી રહ્યાં હતાં. એક ક્ષણ તે આંખો સભાના એક છેડાથી બીજા છેડા સુધી ફરી વળી અને પછી સ્થિર થઈ.

સત્તાધારીઓ અને મુડીવાળાઓ માટે જ રિઝર્વ્ડ રખાયલા ખાસ પ્લેટફોર્મ પર પ્રમુખનું આસન હતું. સત્તા અને મુડીનું વાતાવરણ તત્ત્વજ્ઞના નાકને અસહ્ય લાગતું હોય તેથી કે પછી ગમે તે કારણે પ્રમુખ ચૂપચાપ એ પ્લેટફોર્મ છોડી સભાજનોની મધ્યમાં ગોઠવાયેલા વ્યાખ્યાનપીઠ પર આવ્યા. તેમના હાથમાં છાપેલું ભાષણ કે હસ્તલિખિત નોંધ પણ ન જોવાથી સભાજનો કાંઈ કાંઈ તર્કવિતર્ક કરવા લાગ્યા, પરન્તુ જ્યારે સમાજની એ માનીતી અને દીર્ઘ પરિચય બાદ ખોવાયલી વ્યકિતના મુખેથી 'આપ્તજનો' એવું સંબોધન સાંભળ્યું ત્યારે સઘળા તર્કવિતર્કોરૂપી મોજાં સમાઇ ગયાં અને સઘળા કાન પ્રમુખનું વકતવ્ય ઝીલવા એકાગ્ર થયા.

## પ્રમુખનું પ્રથમ ભાષણ

આપ્તજનો ! તમારી ઈચ્છાનો પડઘો પાડી હું હમણાં તમારી સમક્ષ હાજર થયો છું. હું સમજી શકું છું કે તમારી ઈચ્છાની પાછળ અદૃશ્યની ઇચ્છા કારણભૂત હતી, જેણે મારી ઇચ્છા વિરૂદ્ધ મને આ પ્રવૃત્તિના સ્વીકારમાં ખેંચ્યો છે, અને જ્યારે અદૃશ્ય શક્તિને જ એ પ્રવૃત્તિ ઇચ્છે છે ત્યારે મારે તેને અને તમને પોતપોતાની ઈચ્છા મુજબ પ્રવૃત્તિ ખેલવા દેવી અને જોયા કરવું એ જ મારે માટે યોગ્ય છે. હું કાંઇ આજ્ઞાવચનો કે માર્ગસૂચનો લખી લાવ્યો નથી. જીવનનો

અનુભવ ધરાવતા જૈન શાસ્ત્રકારોએ એક નેતાના મ્હોંમાં એક કિંમતી સૂત્ર મુકયું હતું કે '**णो लोगस्सेसणं चरे**' અર્થાત્ લોકોના માર્ગે નહિ પણ સ્વતંત્ર રીતે કરાતા દેશકાળાદિના ઉંડા મનન વડે સૂઝતા માર્ગે ચાલવાથી જ મનુષ્યજાતિને વધુ ને વધુ હિત પહોંચાડી શકાય છે, અને મનુષ્યજાતિનું હિત વ્યક્તિના હિતથી સંકળાયલું છે. જગતની દરેક ચીજ અને ઘટના એકબીજાથી સંકળાયલી છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ એ ચારથી બનેલા જગતમાં જે કાંઇ જોવાય છે, કરાય છે, અનુભવાય છે તે બધું અપેક્ષિત હોય છે. એ ચાર તત્ત્વો પણ એક-બીજાની અપેક્ષા પર જ અસ્તિત્વ ધરાવે છે. આમ હોઈ મેં સમાજના અને મારા દ્રવ્ય-ક્ષેત્ર–કાળ-ભાવનું અવલોકન કરવા માટે તમારી સાથે ત્રીશ ત્રીશ વર્ષ સુધી પ્રવૃત્તિક્ષેત્રમાં સતત દોડ્યા પછી, થોડો ફુરસદનો વખત મેળવ્યો હતો. ત્રીસ વર્ષની ક્રિયાશીલતાનું એ 'પ્રતિક્રમણ' હતું. અને પ્રતિક્રમણે મને નવો પ્રકાશ તથા નવી શક્તિ બક્ષ્યાં. તેથી જ્યારે ગઈ સાલ ઘર આંગણે જ એટલે મુંબઇમાં કોન્ફરંસનું અધિવેશન થયું અને તેમાં ભાગ લેવા મને આગ્રહ કરવામાં આવ્યો ત્યારે મેં સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે મને કોન્ફરંસમાં શ્રદ્ધા નથી. મુંબઈ અધિવેશન પ્રસંગે તે પછીના અધિવેશન–(બિકાનેર)નું આમંત્રણ મળ્યું હતું તે તો તમે જાણો છો. મુંબઇ અને બિકાનેરના કાર્યવાહકોએ, હજી તો મુંબઈ અધિવેશન ખતમ થયાને પૂરા આઠ માસ થયા નહોતા એટલામાં, મારાં જંગલનાં એકાંતમાં મધ્યરાત્રિએ ડખલગીરી કરી અને બિકાનેર કોન્ફરંસનું પ્રમુખપદ સ્વીકારવા દબાણ કર્યું. મારો મિત્ર **નિશ** કહેતો કે જ્ઞાન ધરાવવાને માટે પણ લોકોની મંજુરી જોઇએ;–અને મને વિશેષ અનુભવ થયો કે એકાંત સેવવામાંય લોકોની પરવાનગી જોઇએ! આ 'જુલમ'ને વળી 'પ્રેમ' એવું મીઠું નામ આપવામાં આવે છે! મેં ઘણીયે દલીલો કરી, પણ તે કામ લાગી નહિ. મેં જ્યારે કહ્યું કે 'કોન્ફરંસમાં મને શ્રદ્ધા નથી,' ત્યારે મને જવાબ ફરમાવવામાં આવ્યો કે

'એને સુધારો અને લોકોની શ્રદ્ધા એના તરફ આકર્ષાય એવું કરો!' મેં જ્યારે કહ્યું કે 'માણુસ પોતે સુધરે નહિ ત્યાં સુધી માણુસોની કોન્ફરંસ હોઈ શકે જ નહિ,' ત્યારે મને કહેવામાં આવ્યું કે 'માણુસને સુધારવા કમર કસો! મેં જ્યારે કહ્યું કે 'એ કામ કાંઈ વાતો કરવાથી બની શકતું નથી, એને માટે તો યોજના, માનસશાસ્ત્રીઓનો સહકાર અને અખતરાઓ પાછળ લાખોના ખર્ચની સગવડ જોઇએ.' ત્યારે મને કહેવામાં આવ્યું કે 'પહેલી બે ચીજો તમારે શિરે અને ત્રીજી ચીજ બાબતની દરકાર અમને સોંપો.'

તત્પશ્ચાત્ એક સર્વદેશીય યોજના તૈયાર થઈ. મુંબઈ અને બિકાનેરના નેતાગણે તે યોજના વાંચી, વિચારી, ચર્ચી અને ઉત્તમોત્તમ તરીકે સ્વીકારી. બિકાનેરમાં વગર અરજે બે લાખનું ફંડ થયું. ઉપરાંત એક વ્યકિતએ વાર્ષિક દશ હજાર આપવા કહ્યું. બીજી એક વ્યકિતએ એક લાખની જોખમદારી પોતાને શિર લીધી. એક પ્રેસનું વચન અપાયું. વધુ બે લાખ સહજાસહજ મળવા પામે એટલા ખાતર જ વિદ્વાન આચાર્યશ્રીનું ચાતુર્માસ ખતમ થવા પહેલાં જ કોન્ફરંસનું અધિવેશન કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો. જો કે તેમ કરવાથી સાતમી અને આઠમી કોન્ફરંસ વચ્ચે માત્ર નવ માસ જેટલો જ ગાળો રહેતો હતો.

આ બધું પ્રત્યક્ષ જોયા છતાં મુંબઈ અને બિકાનેરના આશયની સચ્ચાઈ બાબત શંકા કરૂં એટલો બધો 'નાસ્તિક' મને હજી તત્વજ્ઞાને બનાવ્યો નહોતો. મેં સઘળી વાત માની અને નૂતન માનવસૃષ્ટિ ઘડવાની એક તકના લોભે તેની કિંમત ભરવા તરીકે પ્રમુખપદ સ્વીકાર્યું. ત્યારબાદ તો વીજળીની ઝડપથી સૂક્ષ્મ લોકમાં અનેક ઘટનાઓ બની ગઇ. ઈર્ષાની કંઇ કંઇ છૂપી જ્વાળાઓ ખેલી. ભોળપણે પરતંત્રતાથી કંઈ કંઇ ભૂલો કરી. સર્વની સ્થિતિ ગુંચવાડાભરી બની. કોન્ફરંસ ભરાવા જ ન પામે અને ભરાય તો તૂટ્યા વગર ન રહે.

એટલી હદની રમતો રમાઈ ગઈ. ઘડતરકલાનાં સ્વપ્ન તો દૂર રહ્યાં પણ હવે તો કૉન્ફરંસને બચાવી લેવી એ જ કર્તવ્ય બન્યું. ઉઘરાવી રાખેલી રકમમાંથી તાબડતોબ એક સ્થાનિક ઉદ્યોગશાળા ખોલી દેવામાં આવી. જનતાના નિશ્ચયોનું મૂલ્ય હવે મને સ્પષ્ટ થયું. મારી સર્વદેશીય યોજના મુજબનું મિશન એ કાંઈ મારી પોતીકી માંગણી નહોતી, પણ જનતાએ પ્રમુખપદ માટે મને કરેલી અરજ સામે મેં ધરેલી શરત રૂપ હતી. અને એ શરત પણ જનતાના કલ્યાણ અર્થે જ હતી; મારે તો ઘરના રોટલા ખાઈને રાત્રિદિવસ સખતમાં સખત મજુરી કરવાની હતી. તેથી, પાછળની ઘટનાઓથી મને પોતાને તો ખેદ થવાનું કારણ જ નહોતું. અને કૉન્ફરંસ માટે ઉભી કરાયલી મુશ્કેલીઓ પણ મને તો દરકાર કરવા જેવી લાગી જ નહોતી. આટલી મોટી હાજરી અને દબદબા સાથે બિકાનેર કૉન્ફરંસ મળવા પામી છે એ જ મારાં કથનની સચ્ચાઈનો પુરાવો છે. હવે એ કૉન્ફરંસને નીરોગી અને પ્રગતિશીલ બનાવવી એ જોખમદારી તમારી છે. હું કદાપિ આજ્ઞા કરનાર બન્યો નથી; ત્રીસ ત્રીસ વર્ષના જાહેર જીવન દરમ્યાન કૉન્ફરંસનો ઑફિસબેરર કે સભ્ય સરખોય હું બન્યો નથી, જો કે એને જન્મ આપવામાં, પોષવામાં, અસાધ્ય બિમારી વખતે ઉપચાર કરવામાં અને સાધનસંપન્ન બનાવવામાં વધુમાં વધુ ફાળો આપતો રહ્યો છું. અત્યારે મારૂં હાજર થવું સ્વેચ્છાપ્રેરિત નથી, તેમ કૉન્ફરંસમાં શ્રદ્ધા હોવાના પરિણામ રૂપ પણ નથી. પણ તમારી બાબતમાં કાંઈ તેમ નથી. તમને તો કૉન્ફરંસમાં શ્રદ્ધા છે અને સ્વેચ્છાથી જ હાજર થયા છો. એ સંજોગોમાં તમારે માથે કૉન્ફરંસને વિજયી બનાવવાની જોખમદારી અવશ્ય રહેલી છે. એ વિજય તમારો એકલાનો ગણાશે, મને તેમાં ભાગ ઈચ્છવાનો હક્ક ન હોય. હું તો ફક્ત તમારી પ્રવૃત્તિઓનો મુંગો દ્દષ્ટા જ બનીશ. હું તમને આજ્ઞા કે માર્ગસૂચન પણ કરવાનો નથી. કાર્ય કે ઠરાવ જે કાંઈ તમે સર્વાનુમતે કરશો તેની નોંધ કરવા પૂરતી જ મારી હાજરી સમજજો. હા, તમો

સર્વના મારા પ્રત્યેના અસાધારણ ચાહ તથા શ્રદ્ધારૂપી આંતરિક શક્તિને ઉપયોગમાં લઇ હું તમારા આત્માને જગાડનાર થઈ પડું એ જુદી વાત છે. પણ તે તો, કોઇની ઇચ્છાથી નહિ પણ કુદરતી રીતે જ બનવા પામે છે. મારા આધ્યાત્મિક માર્ગને બંધબેસતો આ માર્ગ સ્વીકારવાથી વળી હું હાલના મારા સંજોગોને પણ વધારેમાં વધારે સારી રીતે પહોંચી વળી શકીશ. આ કારણથી જ હું પ્રેસિડેન્શ્યલ એડ્રેસ છપાવી કે લખી લાવ્યો નથી. હું નથી ધારતો કે તમને ભાષણોની જરૂર હોય. તમને જરૂર છે આંતરિક બિમારીઓ શોધી કહાડવાની અને તેને ડોકટરી કુનેહથી દૂર કરવાની. સૌથી પ્રથમ Central power અને તેના ધારાધોરણની ચિકિત્સા કરવી જોઇશે. સત્તાધારી ખાતર સમાજ નથી, પણ સમાજ ખાતર સત્તાધારી છે, એટલું જો સ્વીકારી શકતા હો તો સમાજના આરોગ્ય અને વિકાસના પ્રશ્ન આગળ બીજા બધા પ્રશ્નોને ગૌણતા આપજો. વળી એ પણ ભૂલતા નહિ કે ‘સત્તા’ અને ‘જોખમદારી’ એ બન્ને સાહેલીઓ હાથ સાથે હાથ નાખીને ચાલે તો જ સમાજનું આરોગ્ય જળવાઈ શકે. જોખમદારીના ભાન વગર સત્તા મેળવવા કે પકડી રાખવા ઇચ્છનાર સમાજનો ભક્ષક બનવાનો, અને સત્તાની ગેરહાજરીમાં કોઇના ઉપર જોખમદારી નાખવાથી કાર્યશક્તિ ફોગટ ખર્ચાઈ જવાની. જોખમદારી વગર સત્તા ઇચ્છવી એ વ્યક્તિને થતો રોગ છે, અને સત્તા આપ્યા વગર કોઇને જોખમદાર ઠરાવવો એ સમાજને લગતી બિમારી છે. બન્ને બિમારીઓ અનિષ્ઠ છે, અને ગમેતેમ કરીને એ બન્ને રીતે—જુલાબથી કે શસ્ત્રક્રિયાથી—દૂર કરવામાં જ મનુષ્યજાતિનું શ્રેય છે. સ્વદયા તેમજ પરદયા બન્નેનો એમાં સમાવેશ થાય છે. રોગ અને નિર્બળતા માત્ર પર જય મેળવવો એ જ તો ‘જૈન’ માત્રનું ધ્યેય છે. જેઓ એક સમાજનો રોગ કાઢી શકતા નથી તેમના મ્હોંમાં દેશની પરતંત્રતા કાઢવાની વાતો શોભતી નથી. જેઓ પોતાને દાટવા પૂરતું ધન ધરાવવા છતાં એકાંત સેવી મનન કરી શકતા નથી તેઓ

વિરાગ અને જ્ઞાનની વાતો કરી માત્ર ધર્મને વાયડો બનાવે છે, સમાજને મૂર્ખ બનાવે છે અને પોતાને ઠગે છે. ધન, કીર્તિ, સત્તા ઇત્યાદિનો અનુભવ લઇ 'તૃપ્ત' બની તેઓથી 'બેદરકાર' બનવું એમાં જ ખરૂં આરોગ્ય છે; તેને બદલે એ ચીજોને કીડાની માફક વળગી રહી આકાશગામી ત્યાગ અને તત્વજ્ઞાનની ડંફાશો મારવી એ ઘણાખરા નેતાઓનો રોગ થઇ પડ્યો છે. 'સાચુ" નેતૃત્વ જ આજે પ્રાયઃ રહેવા પામ્યું નથી. પૈસો કમાવી કે જાળવી જાણનાર પોતાને સર્વજ્ઞ માને છે અને રાજદ્વારી, સામાજિક, વિદ્યાવિષયક, ધર્મવિષયક તેમજ તત્વજ્ઞાનવિષયક બાબતોમાં પણ–લેશ પણ અભ્યાસ વગર–પોતાને સત્તા સમાન મનાવવા ઇચ્છે છે. એ સત્તાલોલુપીપણું સમાજમાં અંધાધૂંધી, જોહુકમી, ઈર્ષા, પ્રપંચ, જૂઠાણું, મૂળ વગરની ખટપટો ઈત્યાદિ બલાઓને જન્મ આપનાર થઈ પડે જ. આવા રોગો વખતે જ ક્ષત્રિયોએ–ધીરવીર પુરૂષોએ–જૈનધર્મ સ્થાપ્યો હતો અને કોમી બંધારણો કે જ્યાં તે રોગોનું ઘર હતું તેમના પર કુઠાર ચલાવી ગુણશક્તિઓની એકતા રચી હતી. ગમે તે દેશ કે ગમે તે કોમની, પણ સમાન ગુણ ધરાવતી ધીરવીર વ્યક્તિઓ વચ્ચેનું સ્વાભાવિક ઐક્ય એથી બનવા પામ્યું હતું, જેને 'સહધર્મી'પણું કહેવાયું હતું. આજે એ સહધર્મીપણું ભૂલાઇ જઇને સ્વધર્મીપણું નામનો વાડો ફરી બંધાયો છે, અને તેથી જ રોગી નેતાપણું જન્મ પામ્યું છે. આજે એક લજપતરાય જૈનવાડામાં પડયા રહેવામાં પોતાની તનદુરસ્તી જોખમાયલી માની વધુ તનદુરસ્ત વાતાવરણ શોધી લે છે. આજે એક અંબાલાલ જૈન સમાજમાં પોતાને સત્તા અને માનપાન મળવા છતાં તિલાંજલિ આપવામાં જ પોતાનું આરોગ્ય માને છે. આજે જો એક જર્મન કે બ્રિટિશર જૈન તત્વજ્ઞાનને અપનાવે અને જૈન સમાજમાં ભળે તો ઉક્ત બે વ્યક્તિઓ માફક Passive થવાને બદલે આખા જૈન સમાજને હચમચાવી મૂકે અને નેપાળાના જુલાબથી એની કાર્યશુદ્ધિ કર્યા વગર ઝંપે નહિ–કારણ કે એની પોતાની પ્રકૃતિમાં રહેલી શકિત તનદુરસ્ત વાતાવરણ માગતી

હોય. યુરોપિયનો જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાંથી ભેજ અને ઝેરી વાતાવરણને દૂર કર્યાં છે. એનું કારણ એમની અંદરની તનદુરસ્તી છે. આપણે પોતે જો તનદુરસ્ત હોઇએ તો આસપાસનું વાતાવરણ સડેલું હોય એ સહન જ ન કરી શકીએ.

સુખ ઇચ્છતા મનુષ્યે અને સમાજે સૌથી પ્રથમ તો પોતાનું રોગીપણું જાણવું જોઇએ, અને પછી એ રોગીપણું ફીટાડવાનો દૃઢ **સંકલ્પ** કરવો જોઇએ. એવાં **જાણપણા** તથા **સંકલ્પબળ** વગર કોઈની મુક્તિ થઈ શકતી જ નથી. ધન્વન્તરી પોતે પણ એવા સંકલ્પ વગરના માણસને કે સમાજને આરોગ્ય આપવા અશક્ત થઇ પડે. **જાણપણા** અને **સંકલ્પબળ** વગરના મનુષ્યોની કોન્ફરંસ આદિ પ્રત્યેક પ્રવૃત્તિ બકરીના ગળે લટકતા આંચળ જેવી નિષ્ફળ છે. કોન્ફરંસ શબ્દ જ એ બે ગુણો માગી લે છે. સાથે ચાલવાનો સંકલ્પ હોય તો જ કોન્ફરંસ ભરવી જોઇએ, અને સાથે ચાલવાનું ત્યારે જ બની શકે કે જ્યારે બધાને પોતાના રોગનું ભાન થવા પામ્યું હોય અને રોગ કહાડવાની ધખશ પ્રગટી હોય અર્થાત્ પ્રથમ આંતરદૃષ્ટિ થવા પામે તો જ ખરે રસ્તે અને સહકારપૂર્વક ગતિ કરવાનું શક્ય બને. માત્ર તારીફોના ભૂખ્યા લોકોનાં એકઠાં મળવાને કાંઈ 'કોન્ફરંસ' ન કહેવાય.

**મહાત્મા ગાંધીજીએ** ઘણું જ કહ્યું છે અને લખ્યું છેઃ પણ હમણાં આપણા ઉપર તેઓએ મોકલેલા તાર દ્વારા તેમણે 'કોન્ફરંસ'ની જે વ્યાખ્યા કરી છે તેના જેવી ગંભીર રચના તેમણે બીજી કોઇ ભાગ્યે જ કરી હોય. તેઓ અજાણતાં 'સૂત્ર' રચી જાય છે. તેઓ કોન્ફરંસ તેને કહે છે કે જેમાં આંતરદૃષ્ટિવાળી વ્યક્તિઓનું સહગમન હોય. શરીરોનું જૂથ નહિ, અંતઃકરણનો સહકાર એ જ કોન્ફરંસ; પણ આજે આપણી બધાની પ્રવૃત્તિઓ બાહ્ય છે. મંડપ, ભાષણ, ઠરાવ, ફંડ, ધૂમધામ એને આપણે 'કોન્ફરંસ' કહીએ છીએ. આંતરદૃષ્ટિ (Introspection) કરવાની આપણને ફુરસદ કે ગરજ નથી. આ સપાટી પરની ધમાલથી આપણે કોઈ કલ્પિત મુક્તિ મેળવવાની

આશા રાખીએ છીએ ! આપણી એ આશા કદાપિ ફળી નથી અને ફળવાની પણ નથી, પણ આપણી મૂર્ખાઇનો લાભ લઈ સત્તાલોલુપીઓ અને સગવડપંથીઓ પોતાની ઇચ્છા તો જરૂર પૂરી કરી શકે છે ! ' સામાયિક ' અને ' પ્રતિક્રમણ ' એ કંઈ પાઠ નથી, પણ આંતરદૃષ્ટિની ક્રિયાઓ છે, એ હજુ સુધી આપણે સમજી શકયા નથી, અને પાઠ બોલવાથી દુઃખમુક્તિ આપોઆપ થઈ જશે એવી ખોટી આશામાં સડીએ છીએ. મનને સપાટી પરની અસરોથી વાળી લઈને મનનક્રિયામાં ઉતારવું જોઈએ, કે જેથી તે બુદ્ધિના રાજ્યમાં પ્રવેશી શકે. બુદ્ધિને વ્યાપક અને કુશાગ્ર બનાવી ચિત્તના રાજ્યમાં પ્રવેશવવી જોઇએ, કે જેથી તે દરેક ચીજને આખાના ભાગ તરીકે જ જોઈ અને વિચારી શકે. આ માનસિક ક્રિયાના અભ્યાસ માટે જ સામાયિક–પ્રતિક્રમણાદિ ક્રિયાઓ રચવામાં આવી હતી. એ ક્રિયા પદ્ધતિસર અને વિવેકપૂર્વક કરનાર માણસ કોઈથી ઠગાય નહિ, કોઈથી ડરે નહિ, લોભ–મોહનો દાસ બને નહિ; અને એવો મનુષ્ય બિમાર વાતાવરણને દૂર કરવા દિવાળીના ફટાકા ફોડયા વગર ઝંપી પણ શકે નહિ.

આપણે પોતાને રૂડા–રૂપાળા માની લઈ હરખાઈએ, પણ જેમને આંખો છે તેઓ તો આપણું રોગીપણું જોઈ શકે છે. જુઓ એક સહૃદય આર્ય–મહાશય **બી**રલાજીનો તાર સંદેશ હમણાં જ મળ્યો છે, જેમાં તેઓ જણાવે છે કે 'Hope you will discuss the existing backward condition of society and adopt practical ways and means for its advancement.' આપણું પછાતપણું–રોગીષ્ટપણું આટલું બધું જગજાહેર છે, છતાં હજી આપણને તે દેખાતું નથી ! આપણે તો આપણા રોગનો ઇસારો સરખો પણ થવા દેવા ખુશી નથી ! સડેલા અંગને છૂપાવવા કિનખાબના પાટા બાંધવામાં આપણે મહત્તા માનીએ છીએ. આ ખોટી લાલી કેટલો વખત ચાલવાની હતી ? થોડાઓની માની લીધેલી કીર્તિ

ખાતર આખા સમાજનું આપણે અકાળ મૃત્યુ નિપજાવીએ છીએ. ગાંધીજી અને બીરલાજીની સહૃદય સલાહ જો તમારા દિલ પર કંઈ અસર કરી શકતી હોય તો આજ રાત્રે વિષય-નિર્ણયક-સમિતિની બેઠકમાં એ સલાહને અમલમાં મૂકજો. કોન્ફરંસ ઓફિસ કે જે પાંચ લાખ મનુષ્યોને તારનાર કે ડુબાડનાર જહાજ છે તેના રોગ પ્રથમ શોધજો, અને દૂર કરજો. તેમ ન થાય તો કોન્ફરંસ વગર જ ચલાવવું વધારે ઠીક થઈ પડશે. આપણે ઘણી વખત કહીએ છીએ કે ધર્મને આપણે બચાવવો જોઇએ, પણ એ આપણું મિથ્યાભિમાન છે. ધર્મ પોતે જ આપણને સડતા બચાવનાર શકિત છે, ગતિશીલતા ધીરનાર શકિત તે જ ધર્મ છે. આજે આપણે જૈનધર્મ કહીએ છીએ તે તો ધર્મનું બાહ્ય ખોખું છે. ખોખાં અથવા શરીરો જન્મે છે અને મરે છે. આત્મા અથવા આંતરગત શકિત કદાપિ મરતી નથી, પણ સ્થાન બદલે છે-બીજાં ખોખાંમાં જાય છે. જૈનધર્મ મરશે એની ચિંતા તો મને કદાપિ થતી નથી. આજે હિંદ જૈન ધર્મના વિજયશીલ ધમધમાટને સહન કરી શકે તેમ ન હોવાથી એ શકિત અન્યત્ર જઈ રહી છે. આપણે જો સહન કરવાની શકિત કેળવીએ તો આપણા શરીરમાં ફરી જૈનધર્મ-વિજિગીષા-Will-to-conquer પ્રગટે. આજે આપણે એવા ભીરૂ અને સુંવાળી ચામડીવાળા બની ગયા છીએ કે એ લજપતરાયજી જેવી પોતીકી વ્યકિતનો પણ આતાપ સહી શકતા નથી. એમણે જરાસું સ્વતંત્ર વકતવ્ય કર્યું ત્યાં તો ચોતરફ આપણે બૂમરાણ કરી મૂકી. આપણે એમને જૈન સમાજના શત્રુ માની બેઠા. આપણે આંતરદૃષ્ટિની ગેરહાજરીમાં 'મિત્ર'-'શત્રુ' વચ્ચેનો વિવેક કરી શકતા નથી. જો પંજાબના કેસરી અને ભારતના સુપૂત લજપતરાયજી આપણા મિત્ર ન હોત તો આજે તેમના તરફથી જે તાર આવ્યો છે તેવો તાર આવ્યો જ કેમ હોત? તેઓએ તો તનદુરસ્ત વાતાવરણની ગરજે માત્ર આપણી આજની માન્યતાઓને જ છોડી હતી, નહિ કે આપણને અને તેથી જ તેઓ અદ્યાપિપર્યંત

'સ્થાનકવાસી જૈનના પૌત્ર હોવા માટે' અભિમાન લઈ શકયા છે. 'માન્ય-તા'ઓ માટે ઝઘડો કરવો ફોગટ છે. આપણી આજની માન્યતાઓ જો તનદુરસ્ત જ હોત તો આપણી આ દશા જ ન હોત. આપણે જેવું અને જે માનીએ છીએ તે પણ જો સાચા જિગરથી અને સમજપૂર્વક માનતા હોત તો આપણો વ્યવહાર મૂર્તિપૂજક જેવો ન હોત. **સઘળી બાહ્ય ધામધૂમોથી છોડવનાર, શકિત માત્રની કરકસર શિખવનાર, આંતરદૃષ્ટિનો મહાવરો આપનાર, 'જરૂરીયાતો' માત્ર પર જય મેળવવાનું શિખવનાર, હલકા પવન જેવા બનાવી ગરૂડ વેગે આકાશી પ્રદેશમાં ઉડાડનાર આપણો ધર્મ** જો આપણે પોતે જ સમજ્યા હોત તો આજે કરોડો મનુષ્ય તે ધર્મને પોતાની ગરજે અપનાવી ચૂકયા હોત.

આપણને પોતાને નીરોગી બનાવવા માટે તેમજ જગતમાં આપણો ધર્મ ફેલાવવા માટે–એમ બન્ને પરિણામો માટે–**લાલાજી** આપણા એક બંધુ તરીકે હિતસલાહ આપે છે કે 'સાચું જૈનત્વ શોધો અને ફેલાવો, વિશ્વવ્યાપક પ્રેમ શિખો, મનસહિષ્ણુતા અને નિર્મળ જીવન આદરો.' કેવી વ્યવહારૂ સલાહ! પણ આપણે ખરૂં જૈનત્વ શોધવું નથી! શોધક મળ્યો હતો અને સાધન રજુ થયાં હતાં ત્યારે પણ એ મિશનના ગર્ભને જ ઉડાડી મૂકવામાં જ જૈનપણું અને આગેવાનીપણું મનાયું હતું. વાગોળને પ્રકાશ અસહ્ય લાગે છે. કમનસીબ અંધને દરવાજો નજીક આવે છે ત્યારે જ ખુજલી આવે છે. ખીસામાં રહી શકે એવડા એક બાઈબલ પર અનેક દ્રષ્ટિએ પ્રકાશ નાખવા પાછળ હજારો વિદ્વાન ભેજાંઓ અને કરોડો રૂપિયાનો ભોગ અપાયો છે. જૈનશાસ્ત્રોમાં સાયન્સ અને માનસશાસ્ત્ર (સાઈકાલોજી)ના ભંડાર છૂપાયલા હોવા છતાં એની શોધ કરવા અને એ વડે જીવનને દિવ્ય બનાવવા આજ સુધી કોઇએ પ્રયત્ન કર્યો નથી. તેમ એક બદામ સરખી પણ ખરચી નથી. શાસ્ત્રોની નકલો સોનેરી શાહીથી લખાઈ, ભંડારો ભરવામાં લાખોનાં ખરચ કર્યાં, ટીકા અને ટીકા

ઉપર ટીકા લખાવી પંડિતાઇનાં પ્રદર્શન ભર્યાં, કોઇએ તો શાસ્ત્રોનાં શરીરને પૂજ્યાં અને માથે મૂકી ગામમાં ફેરવી અહોભાગ્ય પણ માન્યું! મુક્તિ આવી હોય, તેવી ન હોય અને સાધુપણું અમુક ક્રિયામાં જ સમાયલું હોય એ બાબતની ચર્ચામાં જ શાસ્ત્રોની ઉપયોગિતા સમાવી. પણ જીવતાં મુક્તિ આપવામાં એ શાસ્ત્રો કેટલાં ઉપયોગી છે તે શોધવાની કોઇએ દરકાર ન કરી. જીવનને દિવ્ય અને પછી કલેશમુક્ત કરવામાં કામ લાગે એવું માનસશાસ્ત્ર અને સાયન્સ એમાં ભર્યું પડયું છે, પણ તે સમર્થ શોધકોને જ—'ઢુંઢકો'ને જ હાથ લાગે એવી રીતે ઢંકાયલું છે. એ શોધ માટે સાહિત્યવેત્તા, માનસશાસ્ત્રી, સાયન્ટિસ્ટ અને યોગીઃ સર્વનો—પૂર્વના અને પશ્ચિમનાનો—સહકાર જોઇએ અને એ કામ નિયમિત રીતે વર્ષો સુધી ચાલુ રહે તો જ વિજિગીષા અથવા Will-to-powerનું સાયન્સ અથવા જૈનિઝમ્ ખરા રૂપમાં બહાર આવે અને 'જયવંત મનુષ્ય' બનાવવાની પ્રોસેસ હાથ લાગે, સમાજ-રચનાની ઉત્તમોત્તમ રીત પણ ત્યારે જ જડશે. દિવ્ય પોલિટિક્સ પણ તે પછી જ રચાશે. આજે તો પોલિટિક્સ કે સમાજસુધારણા, ધર્મ તેમજ વ્યાપાર, સર્વમાં માત્ર 'ફેંકાફેંકી' અને સપાટી પરની દોડધામજ ચાલી રહી છે. જીવનનાં તમામ ક્ષેત્રોમાં સટ્ટો ( Speculation ) ચાલી રહ્યો છે. ગાંધીજી તો આગળ વધીને-તારમાં-કહે છે કે 'આજના જીવનમાં માણસાઈ ભાગ્યે જ જોવામાં આવે છે, કોઇ કોઈ સ્થળે તો અમનુષ્યત્વ (જંગલીપણું-રાક્ષસીપણું-સેતાનપણું) આવી ગયું છે.

× × ×

આ અધિવેશનમાં કેટલાયે ઉપયોગી ઠરાવો થયા હતા. તેમાં સૌથી વિશેષ ધ્યાન ખેંચે એવો ઠરાવ 'જૈનપ્રકાશ'ની વ્યવસ્થા શ્રી **વાડીલાલ શાહે** સંભાળવી એ બાબતને લગતો હતો. સભાપતિએ જણાવ્યું હતું કે 'હજાર-પાંચસોની ગ્રાહક સંખ્યા માટે એવી ઉપાધિ સ્વીકારવી તે બીજા ઉપયોગી કામોને ખલેલ કરવા જેવું થઈ પડે, પરન્તુ જો સારી સંખ્યામાં પ્રચારની સગવડ હમણાં જ થતી હશે તો સભાજનોની ઇચ્છાનો સ્વીકાર કરવામાં મને હરકત નથી! આ ઉપરથી તે

જ વખતે માત્ર ૧૫ મિનિટની અંદર જ પાંચ હજાર નકલોના પ્રચારનાં વચનો જાહેર થયાં હતાં. એ વચનોમાંથી છોટી સાદડી નિવાસી શ્રી છગનલાલજી ગોદાવતે અને ભીનાસર નિવાસી શ્રી કનીરામજી બાંઠીયાએ જ માત્ર પોતાના તરફથી અનુક્રમે ૧૦૦૧ પ્રતો તેમજ ૫૦ પ્રતોના પ્રચાર માટે રૂા. ૨૦૦૨ તેમજ રૂા. ૧૦૦ સભાપતિને સુપ્રત કર્યા હતા—બીજાઓ પોતાનાં વચનને ઘોળીને પી ગયા હતા. સ્થાનકવાસી જૈનોનાં વચનની બહાદુરીની એ બલિહારી જ સાબીત કરે છે!

બીજી ધ્યાન ખેંચે એવી વસ્તુ એ બનવા પામી હતી કે ઓફિસ–બેરર્સ નિયત કરવાનો પ્રશ્ન નીકળતાં સભાપતિએ જાહેર કર્યું હતું કે 'અધિવેશનની સમાપ્તિ બાદ ઓફિસના પ્રમુખ તરીકે હું કામ કરવા બીલકુલ ખુશી નથી. હું તો ફક્ત કોન્ફરંસને તૂટતી બચાવવા પૂરતો ભાગ લેવાના નિશ્ચયથી બિકાનેર આવ્યો છું.' એ વખતે સઘળા સભ્યોએ આગ્રહ કર્યો હતો કે પ્રમુખે કમમાં કમ ત્રણ વર્ષ પ્રમુખપદે રહી સેવા આપવી જોઇએ. પરિણામ એ આવ્યું કે બે પક્ષો તરફથી કેટલુંક સ્પષ્ટ વકતવ્ય થવા પામ્યું અને શ્રી મોતીલાલજી મુથા તથા શ્રી વૃજલાલ ખીમચંદ શાહ એ બન્નેએ શ્રી વેલજીભાઇ લખમશીની સાથે રહીને કોન્ફરંસ ઓફિસના જોડીયા સેક્રેટરી તરીકે કામ કરવાનું સ્વીકાર્યું અને શ્રી વેલજીભાઇ આનાકાની કરે તો પણ તેઓ ખસશે નહિ એવી ખાત્રી આપવામાં આવી હતી. એ વખતનો સભાનો દેખાવ ખરેખર દિલ બહેલાવનાર હતો. બીજા બે ત્રણ ઠરાવો જુદી જુદી બોર્ડિંગોને ગ્રાંટ આપવા સંબંધી હતા. વિશેષ ધ્યાન ખેંચે એવો એક ઠરાવ છેવટે રજુ થયો હતો કે 'સબજેકટસ કમિટીના સભ્યોને બીજી કોન્ફરંસ ભરાતાં સુધીમાં જનરલ કમીટીની જે જે બેઠકો થાય તેમાં મેમ્બર તરીકે મત આપવાનો અધિકાર રહેશે! સબજેકટસ કમીટીની બેઠકમાં આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો, પરન્તુ ત્યારપછી બે ચાર નેતાઓની નાપસંદગી જાણવામાં આવતાં

ખુલ્લી બેઠકમાં સભાપતિએ પ્રસ્તાવ રજુ કરનારને પોતાનો ઠરાવ પાછો ખેંચી લેવાની એવી કબુલાત સાથે વિનતિ કરી હતી કે, આ પ્રશ્ન ધારાધોરણ ઘડનારી કમીટીમાં મૂકવામાં આવશે અને તે પર પૂરેપૂરૂં ધ્યાન અપાશે. દરખાસ્ત રજુ કરનાર યુવાને, જો કે આખી કોન્ફરંસ તેમના મતને અનુકૂળ હતી તો પણ પ્રમુખ મહાશયના માન ખાતર પોતાની દરખાસ્ત પાછી ખેંચી લીધી હતી અને પ્રમુખ મહાશયે તેમની જાહેર હિમત તેમજ વિનય માટે આભાર માન્યો હતો.

* * *

બિકાનેર અધિવેશન સમાપ્ત થયું. સૌ સૌને રસ્તે પડયું. પ્રમુખ મહાશય **માર**વાડની મુસાફરીએ ઉપડી ગયા અને ત્યાં બે ચાર જાહેર સંસ્થાઓના શ્રી ગણેશ માંડવાના કામમાં રોકાયા. બીજી બાજુએ મુંબઇમાં ખટપટનો સળવળાટ શરૂ થયો. જુના સેક્રેટરીઓ કહે કે અમે હવે ફારગ થયા છીએ; નવા કહે કે અમોએ ચાર્જ સંભાળ્યો નથી. પરિણામે કોન્ફરંસનું તેમજ સમાજનું કામ ખોળંબે પડ્યું અને બધી વાત કથળી ગઇ. એ દરમીયાન પ્રમુખ મહોદય મુંબઇ પધાર્યા અને તપાસ કરી તો કોન્ફરંસના જુના-નવા હોદ્દેદારોમાંથી એકાદ અપવાદ સિવાય સર્વ કોઈ બહારગામ હતા અને કોન્ફરંસ ઓફિસમાં ચાલુ રહેતી સીલીક બેંકમાં જમા થઈ ચૂકી હતી, કે જેથી કંઈ પણ ખર્ચ થઈ શકે નહિ. પ્રમુખે ખટપટની આંધીનું સૂક્ષ્મ સ્વરૂપ નિહાળી લીધું અને સમજી લીધું કે એ આંધીએ ખૂબજ પ્રગતિ કરી લીધી છે. તે દરમ્યાન જેમ જેમ કોન્ફરંસના સંચાલકો બહારગામથી મુંબઈ આવતા ગયા તેમ તેમ તેમની સાથે અંગત મુલાકાત તેમજ પત્ર-વ્યવહારથી પરિસ્થિતિનું માપ કાઢવાનો તેમણે પ્રયાસ કર્યો અને સાચી વસ્તુસ્થિતિનું ભાન કરાવવા માટે બની શકતા બધા પ્રયત્નો કર્યા. પણ પરિણામ શૂન્ય આવ્યું. છેવટે નિરૂપાયે પ્રમુખે સઘળો ઓફિસ્યલ પત્રવ્યવહાર 'જૈનપ્રકાશ'ના ૪૦ પૃષ્ટના એક અંકમાં પ્રગટ કરાવ્યો અને તેના પરિણામે પ્રમુખ પર સોલિસિટરો તરફથી જુદા જુદા

દૃષ્ટિબિંદુઓને અનુલક્ષીને નોટિસો મોકલાવાઈ. એક નોટિસનું સ્વરૂપ તો એવું હતું કે શ્રી **વાડીલાલ શાહ** બિકાનેર અધિવેશનના કાયદેસરના પ્રમુખ જ નહોતા. બીજી નોટિસ એવા પ્રકારની હતી કે સભાપતિ 'જૈનપ્રકાશ'ને બથાવી પડયા છે. સ્થાનકવાસી જૈન સમાજના ઇતિહાસનું એ પૃષ્ટ ઘણું જ દિલ કંપાવનારૂં છે. તેના પર પડદો જ પાડવો વધુ ઈષ્ટ છે. છેવટે પ્રમુખે જનરલ કમીટીની મિટિંગ માટે આમંત્રણો પાડ્યાં એટલે જુના સેક્રેટરીએ તે તિથિ પછીની તારીખે પોતાના તરફથી જનરલ કમીટીને જુદું જ આમંત્રણ મોકલ્યું. છેવટે તા. ૩૦–૧૨–૨૭ ના રોજ પ્રમુખે બોલાવરાવેલી જનરલ કમીટીની બેઠક ભરાઈ અને ઉપસ્થિત સજ્જનોના આગ્રહથી સંઘહિતનાં બહાને તા. ૧ લી જાન્યુઆરી પર મુલતવી રખાઈ. તે દરમ્યાન સમાધાન માટેના કેટલાયે સૂર સંભળાયા; કેટલીએ વાટાઘાટો તેમજ મુલાકાતો થઈ; સોલિસિટરની ઓફિસમાં જ સાચાં સમાધાન માટેની માથાકૂટ વખતે શ્રી **વાડીલાલ શાહ**ને બેભાન થઈ જવા સુધીની સ્થિતિમાં શ્રી દુર્લભજી ઝવેરીએ આ લખનારની રૂબરૂમાં જોયા. છતાં પરિણામમાં કંઈ તોડ નીકળી શકયો નહિ.

*　　*　　*

છેવટે તા. ૧–૧–૧૯૨૮ ની મિટિંગ ભરાઈ. સભ્યો અને પ્રેક્ષકો પૂરતી સંખ્યામાં હાજર થયા. પ્રમુખ એકલા જ આવી પહોંચ્યા. બેઠક લીધા બાદ મુખ્ય મુખ્ય સ્થાનિક તેમજ બહારગામના શેઠીઆઓથી કુશળસમાચાર પૂછ્યા પછી સંપૂર્ણ ચૂપકી પથરાઈ રહી. કહે છે કે ચૂપકીમાં એક છૂપો દેવ વસે છે, જેનો ગેબી નાદ જેમને ખાસ કાન હોય તેઓ જ સાંભળી શકે છે. કોણ જાણે, એવો કોઈ ગેબી નાદ સાંભળવા માટે કે શાએ કારણથી, પ્રમુખે આકાશ તરફ સ્થિર દૃષ્ટિએ જોયા કર્યું. પાંચેક મિનિટ બાદ આ લખનાર પાસેથી કાગળ પેન્સીલ માગી, તેઓ કંઈક લખતા દેખાયા; માત્ર બે જ લીટીઃ અને એમના મુખમાંથી શબ્દ નીકળી પડયાઃ

"ગૃહસ્થો ! જે આમંત્રણપત્રિકાએ તમો સર્વને તકલીફ આપી છે તે તો તમોએ વાંચેલી હશે જ; એમાં સૂચવેલા મૂખ્ય કાર્યને અંગે વિશેષ માહેતી મેળવવા બહારગામના સભ્યોનાં નામથી મગાયલી બે દિવસની મહેતલ પણ અપાયાનું તમને વિદિત છે. આ બે દિવસ દરમ્યાન કેટલાએક સભ્યો મને મળી ગયા છે. અને કેટલાએક સંદેશા મને પહોંચાડવામાં આવ્યા છે. આ સઘળા સમાચાર 'પબ્લીક પ્રોપર્ટી' હોવા છતાં આ સ્થળે એક શબ્દ વટીક બોલવાની મને મારાં અધ્યાત્મજ્ઞાનની મના છે. તમે સમજી શકો છો તેમ, મારી આ હાજરી વ્યકિત તરીકે નહિ પણ સમષ્ટિ તરીકે–પાંચ લાખ જૈનોના 'આત્મા' કે 'ગૌરવ' તરીકે છે. દૃષ્ટિબિંદુ નહિ, માત્ર પ્રેરણા જ મને બોલાવી શકે; અને પ્રેરણાનો શબ્દ દૃષ્ટિબિંદુથી કરાતી દલીલ વડે સમજી ન શકાય તો તેથી હું આશ્ચર્ય પામું નહિ. આવે પ્રસંગે જ અધ્યાત્મશાસ્ત્રનાં જ્ઞાનનું ઉપયોગીપણું શ્રદ્ધાય છે.

**સમષ્ટિભાવ મારામાં તમેજ પ્રેર્યો હતો :** ગત વિજયા દશમીએ. તે પહેલાં હું એક વ્યકિત માત્ર–ક્ષત્રિય અર્થાત્ લડવૈયા તરીકેની વ્યકિત માત્ર-હતો. તમારી સ્મરણશકિત યાદ કરી શકશે કે ત્રીસ ત્રીસ વર્ષ સુધી કેવાં અને કેટલાં યુદ્ધો હું લડતો રહ્યો હતો. ભલી યા બૂરી–જેવી હોય તેવી–આ કોન્ફરંસ મારી એ લડતોનું જ પરિણામ હતું. મારી સામે પોતાનાં ભલાં યા બુરાં શસ્ત્રો ફેંકવાની તાકાત આપનાર પણ આ લડવૈયો જ હતો. સમાજના શત્રુઓ સામે એકાકી હાથે–અને શસ્ત્રો કે સૈન્ય વગર જ લડાતું યુદ્ધ જોવાની કોને આંખો હતી ? અને તે છતાંયે પોતાના ભાઇઓ સાથે લડવાના પ્રસંગ જ્યારે જ્યારે પણ ઉપસ્થિત થયા છે ત્યારે ત્યારે શસ્ત્ર છોડી ચૂપ ઉભો છે. સિકંદ્રાબાદ કોન્ફરન્સનું દશ્ય કોણ ભૂલી શકશે ? અને બિકાનેરનું પણ ? **લડવૈયાની ઉદારતા હમેશાં કાયરોના શબ્દકોષમાં ખોટો અર્થ પામે છે : ત્યાં એનો અર્થ નિર્બળતા કે મૂર્ખતા થતો હોય છે !** ક્ષત્રિય વ્યકિત તરીકે પણ જે પોતાના

ભાઈઓથી લડવાને કાયર હતો તે શું ત્યારે સમષ્ટિ તરીકે—સમુદાયના આત્મા તરીકે—પોતાના એક ઉપાંગ સામે લડવા ઉભશે? માથું ધડથી છૂટું પડી પગથી લડવા ઉભશે? સમુદાયની બહાર લડવાના પ્રસંગ હજી ઘણાયે કુદરતના સ્ટોરમાં છે. એ માટે એ લડાયક ખમીરને સંગ્રહિત રહેવા દો. એટલા માટે તો આ લડવૈયાની પ્રકૃતિમાં મ્યુનિસિપલ કે પોલિટિકલ ક્ષેત્રની રૂચિ જ નથી! એનો એ અર્થ નથી કે દેશપ્રેમની માત્રા એનામાં થોડી છે. કુદરતે એને ધર્મક્ષેત્ર માટે જ ઘડયો છે અને ધર્મક્ષેત્રમાં જ જે સ્થાને તેને જન્મે મૂકયો છે તે સ્થાન ત્યાંથી તે પતંગ ગમે તેટલો ઉંચો ચડી શકે તો પણ, તેને એક પતલી દોરીથી તો બાંધી રાખે જ! સાતમા આસમાનમાં પતંગ ભલે સહેલગાહ કરે, પણ તે એટલા માટે કે તે સફરના અનુભવરૂપ ખજાનો, જ્યાંથી તે ઉડયો હતો ત્યાંના ભંડારમાં નાખવામાં આવે.

આ શબ્દો શું **મ્હારા** છે? ...ના, એ તમારા પોતાના શબ્દો છે: તમારા પોતાનાં હૃદયની એ ઉર્મિએ જ મને ગત વિજયાદશમીના સમીપૂજનમાં તમારી સાથે જોડાવા આમંત્રણ આપ્યું હતું. એ આમંત્રણના શબ્દો એકવાર ફરીથી યાદ કરો. તેનો આરંભ થતો હતો **આ કબુલાતથી** કે '**સ્થા**નકવાસી જૈન સમાજમાં **નવીન** ઉત્સાહ-બલ પ્રેરવાની આવશ્યકતા છે.'......એ આવશ્યકતાનું ભાન તમને કેટલું **સચોટ** થવા પામ્યું છે તે બાબતની **મને ખાત્રી કરાવવા** તમે સ્પષ્ટીકરણ કર્યું હતું કે 'સમાજની ઉન્નતિ **તેમજ** ધર્મના પ્રચાર: એ બન્નેને અંગે કોઇ **રચનાત્મક** કાર્ય કરવાની આવશ્યકતા છે.' એ આવશ્યકતા પૂરવાનું **મુખ્ય સાધન** પણ તમે વિચારી ચૂકયા હતા. એનું મને યકીન કરાવવા રૂપે તમે લખ્યું હતું કે 'એ માટે કોઇ **સેવાપ્રેમી** તથા **સમર્થ** પુરૂષવરના **નેતૃત્વની ઘણી મોટી** આવશ્યકતા છે.' અને **એટલેથી** જ નહિ અટકતાં તમારી બુદ્ધિએ એવું પાત્ર શોધ્યું છે. એમ જણાવવા તમે લખ્યું હતું કે 'અને સમાજમેં **આપકા અદ્વિતીય** સ્થાન હૈ.' અને એ **અદ્વિતીય**

વ્યકિતને જ—નહિ કે **વાડીલાલને**, નહિ કોઈ હાડમાંસ–ધન કે દલીલ-શક્તિને—તમે '**ઇચ્છા**' તેમજ **આગ્રહ** દર્શાવ્યો હતો કે તમારે સમાજનું નેતૃત્વ સ્વીકારવું.' મને કહેવા દો કે એ આજ્ઞા નહોતી, અરજ હતી. અને 'અરજ' માત્ર નીચલી ભૂમિકાથી ઉપલી ભૂમિકા પ્રત્યે થાય છે એ તમે પોતે જાણતા હતા : જાણતા હતા તેથી જ તો ગરજ જેના પ્રત્યે કરતા હતા તેને 'તત્ત્વજ્ઞાની, સેવાપ્રેમી, જૈનવીર' એવા શબ્દોથી સંબોધ્યો હતો. હું ખરેખર એવો હતો યા છું કે નહિ એ વાતની મારે ચર્ચા કરવાની હોય જ નહિ. ખરી કે ખોટી રીતે **તમારા** એ શબ્દો હતા : કાં તો **હકીકત** તરીકે અને કાં તો **ભાવના** તરીકે; બન્ને રસ્તે પરિણામ તો એક જ આવે. જેને ઉદ્દેશીને એ શબ્દો આટલા બધા માણસોનાં હૃદયથી નીકળે તે વ્યકિત 'જૈનવીર' હોય જ યા બને જ. કારણ કે, સમાજની ભાવના જ એના નેતાનું સ્વરૂપ (મૂર્તિ) ઘડે છે. **તમારી** ભાવનાએ જ, ત્યારે, મને સમષ્ટિરૂપ બનાવ્યો હતો. જ્યાં સુધી એ ભાવના સંયુકત રૂપે રહે ત્યાં સુધી, અને તેવા સમાજ માટે, હું સમષ્ટિ હતો જ—અને તેથી જ વગર યારીએ બોલાયલું મારૂં ભાષણ બિકાનેરમાં સઘળાંનાં હૃદયને જગાડી શકયું હતું; ત્યારે જ તો અઠવાડિયામાં રચનાત્મક કાર્ય દશ દશ વર્ષમાં નથી થવા પામ્યું તેટલું થઈ શકયું હતું; ત્યારે જ તો મારા નિમિત્તે પાંચ લાખ માણસોનાં સૂતેલાં ચિત્તમાં ખળભળાટ જાગી ચૂકયો છે. આજે તમને એમ લાગતું હશે કે હોદ્દેદારો વચ્ચેનો કાંઇ ઝગડો છે,—વખત જવા દો : તમે જોશો કે કોઇ મોટો અને બહારનો ભય તમને જગાડવા માંગતો હતો. એ ભય સામે તમારે એકલા હાથે જ ઝૂઝવું સર્જાયું છે—જેમ અત્યાર આગમચ મારે એકલાએ કરવું પડતું. ગૌતમ જ્યાંસુધી તૈયાર નહોતો થયો ત્યાંસુધી શ્રી મહાવીર તેને સદા પોતાની સાથે રહેવા દેતા. પછી? બરાબર અંતકાળે—કે જ્યારે પરમ સત્યના ઉંચામાં ઉંચા ઇસારા આપવાની તક હતી—શ્રી મહાવીરે ગૌતમને છોડયો !...અને ગૌતમે એકાકી જ લડવું પડ્યું અને એકાકી જ મુકિત મેળવી શકાય છે.

ગૌતમ એ સમાજનો આત્મા છે, મહાવીર એ ત્રણ લોકનો આત્મ
છે. ગણધર એ જૈન વીર છે, વર્ધમાન એ મહાવીર છે. આ શબ્દો
બહુ વિચારવા જેવા છે. 'પ્રકાશ મારી ગેરહાજરીમાં તમને જુદા
અર્થો ખુલ્લા કરશે કે જે અર્થો તમારે સ્વતંત્ર પુરૂષાર્થથી ઢુંઢવ
પડશે. મને પણ મારી મુકિત ઢુંઢવાની છે–મારી સ્વતંત્રતા મને પોકાર
રહી છે. સુવર્ણની બેડી ત્રીશ વર્ષ મેં પહેરી હતી, પણ તે મારી
પસંદગીની અને એક જ હતી; હમણાં તે પાંચલાખ વ્યકિતઓન
પસંદગીની અને વજનદાર હોઈ મારી ક્રિયાશકિત લથડી પડી છે
મારો પગ નકામો બન્યો છે: મને મારી સ્વતંત્રતાની શોધમાં જવાન
સ્વતંત્રતા લેવા દો. તત્ત્વજ્ઞાનની મારી સમજ **સ્વતંત્ર** છે, પોતાન
હિસાબે ને જોખમે થતા જીવનપ્રયોગોમાંથી જ હું ખેંચું છું મા
તત્ત્વજ્ઞાન: તે ખરૂં હો વા ખોટું તેની મને ચિંતા નથી. અને તમને
તો હું ભુલતો હોઉં તોય ચિંતા કરવાની જરૂર ન પડે એમ આ
ક્ષણે જ કરવાનો મેં નિશ્ચય કર્યો છે. જુઓ: આ ચિઠ્ઠિ: તે હું સારા
સમાજની વતી તમને સોંપું છું: તેમાં લખ્યું છે:

**"મ્હારૂં આત્મહિત અને શ્રી મહાવીરનું તત્ત્વ મ્હને ફરમાવે છે કે મ્હારે સમાજકાર્યથી ફારગ થવું. આ પત્રને મ્હારા રાજીનામા તરીકે સ્વીકારશો."**

તમારા રથીઓના ચિત્તમાં વાડીલાલનું ચિત્ર સમષ્ટિ રૂપે હતું ત્યારે તમે ખેંચી શકયા હતા તમારા રથને મોખરે બેસી લગામ પકડવા. મોખરે આવતાં તીરો તેની જ છાતીમાં ભોંકાતાં હોવા છતાં તમે તેને ત્યાં ને ત્યાં જ બેસી રહેવા ફરજ પાડી શકયા હતા. આજે–આ ક્ષણે–હૃદયનાં ચિત્રો જોતાં જે દૃશ્ય દેખાયું તે હવે મને જોખમદારીથી મુક્ત કરે છે. આ સ્વતંત્રતા મારે માટે ખેંચી લાવનારાઓનો હું ઉપકાર માનું છું. દેહધારી તરીકે જ્યાં સુધી તમે છો અને દેહધારી તરીકે જ્યાં સુધી હું છું ત્યાં સુધી કોઈ કોઇને છોડતું નથી. છૂટે છે ફકત દાવા ( Claims ): મારો આ ક્ષણથી આ સમાજ

શેઠ વીરચંદભાઇ મેઘજી થોભણ-મુંબાઇ



દશમ અધિવેશન, ઘાટકોપરના પ્રમુખ

## કૉન્ફરન્સ ઓફિસના હાલના સૂત્રધારો



શ્રી. ટી. જી. શાહ-મુંબાઇ



શ્રી. ચીમનલાલ ચકુભાઇ શાહ
જે. પી. (સોલીસીટર)-મુંબાઇ

પરનો દાવો છૂટે છે. સમાજનો મારા પરનો દાવો છૂટે છે. એથી વિશેષ કંઈ માનવાની જરૂર નથી. સમાજનો વિરોધી થવાનો તો મને સ્વપ્નેય વિચાર ન થાય એ ભાગ્યે જ કહેવું પડે. જેમ તેમ સમાજ પ્રત્યે અરજદાર થઈ ઉભવું એય મને ન પાલવે. મારી પાસેનાં શસ્ત્રોની સંખ્યા અને તાકાદ એટલા જ માટે હું આંહિ બતાવવા ન ઇચ્છું. સમષ્ટિ સામે ફેંકાતું દરેક તીર ફેંકનાર પર પાછું ફરે છે એ કોઈક સમયે જોવાશે. અને ત્યારે તીર ફેંકનાર પોતે સાચો સમાજરક્ષક બનવાનો ગરજાઉ થશે, પણ સંજોગો તેમ થવા દેશે નહિ.

હું મારી નિષ્ફળતાનો સ્વીકાર કરૂં છું : પ્રમુખ તરીકેની નહિ, **સમાજ પલટો કરનાર તરીકેની.** ૧૯૧૭માં જ્યારે સર્વસ્વ તન–મન–ધન આપવા આ જ કમિટિ સમક્ષ હું ઉભો હતો ત્યારે આભારપૂર્વક કહેવામાં આવ્યું હતું : દરખાસ્ત પાછી ખેંચી લેવાની કૃપા કરો ! સામુદાયિક કર્મોની બલિહારી છે ! તે વખતના પ્રમુખ નહોતા બોલ્યા : સ્થાનકવાસી સમાજનું ભવિષ્ય બોલતું હતું એમની જીભે ચડીને. × × × હું હવે શું કરવાનો છું તે બાબતમાં પ્રશ્ન કરવામાં શક્તિ ગુમાવતા ના. તમારે શું વિચારવું ઘટે તે જ વિચારજો. ઉપદેશકો અને પેપરોથી કે સફાઇભર્યા પત્રવ્યવહારથી કે કાગળ પર દેખાતી વીરસંઘની યોજનાઓથી કાંઇ જાગૃતિ ઉપજાવી શકો એ વાતની સ્વપ્નેય આશા ન રાખતા. દીવા વગર દીવો પ્રગટી શકતો નથી. અને હું અંતઃકરણથી ઇચ્છું છું અને પ્રાર્થું છું કે તમને કોઇ અખંડ જ્યોતરૂપ દીવો ઢુંઢવામાં ફત્તેહ મળે અને એના વડે હું જે કરવામાં નિષ્ફળ નીવડયો તે કાર્ય પૂર્ણરીતે બનવા પામે.'

એ રીતે કાંઈ પણ કારણ જણાવ્યા સિવાય કે કોઇને પણ શિરે દોષ દીધા સિવાય કે કશી પણ ઘટનાનો ઉલ્લેખ કર્યા સિવાય ચૂપચાપ પોતાનું રાજીનામું જડ ટેબલને સ્વાધીન કરી શ્રી. **વા. મો. શાહ** ચાલ્યા ગયા. છેક જ અણધારી અને છેક છેડાની ઘટના બનવાથી ઘડીભર વિરોધીઓનાંય માનવહૃદય પિગળ્યાં અને કાળી ગમગીનીરૂપ

બન્યાં. કૉન્ફરંસના સેક્રેટરીએ પણ એ પ્રસંગનો ઉલ્લેખ કરતાં નોંધ્યું છે કે 'તેઓશ્રીની ગંભીરતા તેમજ વિચારપૂર્ણ વિવેચનથી અને ઉભી થયેલી પરિસ્થિતિ પ્રસંગે પ્રશંસનીય સમયસૂચકતા વાપરવાથી સભા ઉપર બહુ પ્રભાવ પડયો હતો.'

પ્રમુખશ્રી ગયા અને તેની પાછળ બીજા કેટલાકો પણ ચાલ્યા ગયા. પાછળ રહેલાઓએ મિટિંગ ચાલુ રાખી, ત્યારે શ્રી **માણેકલાલ અમુલખરાય** અને શ્રી. **ધારશી** ગુલાબચંદે બંધારણની ગૂંચનો વાંધો ઉઠાવ્યો હતો, પણ તેથી કંઈ વળ્યું નહોતું. પ્રમુખશ્રીનાં રાજીનામાને દિલગીરી સાથે સ્વીકાર કરતો એક ઠરાવ સર્વ કોઇએ ઉભા થઇને પસાર કર્યો હતો. ત્યાર પછી શ્રી. **માણેકલાલ અમુલખરાયે** વા. મો. શાહના જવાથી સમાજને કેવી જબરજસ્ત ખોટ જવા પામી છે તે બાબતમાં તેમજ પ્રમુખશ્રીની સમાજ અને સ્વધર્મની સેવાઓનો ઉલ્લેખ કરનારૂં એક લાંબું ભાષણ ગદ્‌ગદિત કંઠે કર્યું હતું અને એમના જેવી કાબેલ કલમની ઉણપ હંમેશને માટે સમાજને સાલશે એમ જણાવ્યું હતું. તે ઉપરાંત શ્રી છોટાલાલ કેશવજી મુકાદમે પણ ભારે હૈયે પોતાનાં હૃદયની વરાળ કાઢી હતી. અને છેવટે સભા બીજા દિવસ પર મુલતવી રહી હતી.

બીજા દિવસની મિટિંગ વખતે માત્ર ૨૫ થી ૩૦ સભ્યોની હાજરી હતી. તે વખતે પણ શ્રી **ધારશીભાઈ** ઝવેરચંદે એ મિટિંગ ગેરકાયદેસરની છે એમ જણાવી તેનાં કારણો રજુ કર્યાં હતાં અને તેથી તે મોકુફ રાખવાની દરખાસ્ત રજુ કરી હતી અને જણાવ્યું હતું કે 'જુદા જુદા પ્રાંતોનાં-શહેરોના સંઘો, વડી ધારાસભાના મેમ્બર, વકીલો અને સંઘપતિઓ જેવા વજનદાર સભ્યો તરફના ઠરાવો તથા પ્રોક્ષીઓની મોટી સંખ્યા પોસ્ટ તેમજ તાર દ્વારા પ્રમુખને મળેલાં હોઇ, તે સર્વ પ્રમુખે અણધાર્યું રાજીનામું આપવાથી આ મિટિંગમાં કામમાં લેવાનું અટકી પડયું છે, તેથી તે સર્વ ચીજોની ગેરહાજરીમાં આ મિટિંગ એકપક્ષી ઠરાવો કરનાર કમીટી જ બની

જવા પામે એ દેખીતું જ છે. વળી જે ધોરણે મેમ્બરોને આમંત્રણ-પત્રિકા લખાઈ છે તે ધોરણ બંધારણ વિરુદ્ધ છે. જેથી ઘણા હકદાર મેમ્બરો આ કમીટીમાં હાજર થઇ શકયા નથી અને નવા મેમ્બરો ભાગ લેતા અટકી પડયા છે, તથા પ્રમુખને મેમ્બરોનાં શીરનામાં પંદર દિવસની મુદતમાં સેક્રેટરીએ નહિ પહોંચાડવાથી તથા પહોંચાડેલાં શિરનામાં અધૂરાં હોવાથી જે થોડા ગૃહસ્થોને આમંત્રણ-પત્રિકા લખી શકાઈ છે તે પણ પહોંચી નથી અને પેપર પણ મારવાડ, પંજાબ વગેરે પ્રાંતોમાં ઘણું જ મોડું પહોંચ્યું છે, તેથી ઘણા સભ્યો હાજર થઈ શકયા નથી.' એ દરખાસ્તની તરફેણમાં પૂરતા મત ન મળતાં ઉડી ગઈ હતી. પરન્તુ પ્રમુખ પાસે આવેલી પ્રોક્ષીઓ, પત્રો, સૂચનો વગેરે મંગાવવાનું સૌજન્ય દાખવવાનું કોઇને પાલવ્યુ નહોતું. આ કમીટીએ બિકાનેર અધિવેશને પસાર કરેલા ઠરાવોને પણ રદ કર્યા હતા એ ધ્યાન પર લેવા જેવી વસ્તુ હતી. સૌથી વધુ ધ્યાન ખેંચે એવો ઠરાવ મુંબઇ બોર્ડિંગ સંબંધી હતો, જે નીચે મુજબ હતો :

'મુંબઈ બોર્ડિંગ ખાતામાં રૂા. ૬૧૬ા।ાઽ॥ા વસુલ થયા નથી, એ વસુલ કરવાનું કામ રે. જનરલ સેક્રેટરીએ કરવું. એ બોર્ડિંગ બંધ થઈ ત્યારે સેક્રેટરી વગેરે કોણ કોણ હતું તેની તપાસ કરી તેની પાસેથી હિસાબ લેવો, અને આ બાબતનો રિપોર્ટ આવતી ક્રમિટિમાં રજુ કરવો'. પરન્તુ ઈ. સ. ૧૯૨૯ના જુનની ૨૯મી તારીખે મળેલી ક્રમિટિની મિટિંગે એ બાબતમાં નીચેનો ઠરાવ પસાર કર્યો હતો કે :—

'સંવત ૧૯૮૪ના હિસાબમાં શ્રી મુંબઈ બોર્ડીંગને ખાતે રૂા. ૬૧૬ા।ાઽ॥ા લેણા નીકળે છે તેની તપાસ કરતાં કંઇ પત્તો મળતો નથી તેથી તે રકમ વ્યવહારિક કેળવણી ફંડ ખાતે માંડી વાળવી'. હવે આ બાબતમાં કોન્ફરંસ ઓફિસે કયા પ્રકારની તપાસ કરી તે તે

ઓફિસના પ્રગટ થયેલા ૧૭મા અહેવાલમાંથી નીચે ઉતારી લેવામાં આવે છેઃ—

"મુંબઇમાં કોન્ફરંસ તરફથી જે બોર્ડિંગ ચાલતી હતી તેનો હિસાબ, સિલિક, ફર્નીચર વગેરે તે સંસ્થાના પ્રમુખ અને મંત્રીઓ સાથે પત્રવ્યવહાર કરી ઓફિસે સંભાળી લેવો, એવો પ્રસ્તાવ મુંબઇમાં સં. ૧૯૮૨ની સાલમાં મળેલી જનરલ કમીટીમાં પસાર થયો હતો. તે જ પ્રમાણે અમદાવાદ કમિટિના ઠરાવ અનુસાર બોર્ડીંગ બીલ્ડીંગ ફંડના રૂપિયા કે જે તે સમયના સેક્રેટરી શેઠ હીરાચંદ વનેચંદ દેસાઇને ત્યાં જમા હતા તે વિષે તેઓશ્રી સાથે પણ પત્રવ્યવહાર કરવામાં આવ્યા હતા, પરન્તુ તેઓ તરફથી એવી મતલબના જવાબ મળ્યા હતા કે '**અમારી પાસે તે વખતના કાગળપત્રો નથી, પરન્તુ ઓફિસમાં જો કાંઇ હોય તો બતાવશો, તેથી તે ઉપર વિચાર કરવામાં આવે.**' આ સંબંધમાં એ વસ્તુ તો સ્પષ્ટ જ હતી કે આ રકમોની વસૂલાત પરભારી થયેલ હોવાને કારણે ઓફિસનાં રેકોર્ડમાં તેનો ઉલ્લેખ હોવો સંભવિત નહીં. અને બોર્ડીંગનું રેકોર્ડ ઓફિસના હસ્તક હતું જ નહિ કે ઓફિસ તે અંગે કશું પણ સાધન બતાવી શકે." એ રીતે એ મુંબઈ બોર્ડીંગ હાઉસનાં પ્રકરણ પર પડદો પડયો. અલબત્ત, એ બોર્ડીંગ કમીટીના સભ્યો, સેક્રેટરી અને પ્રમુખ ઈત્યાદિ સર્વ કોઇ મુંબઇવાસી જ હતા અને શ્રી વૃજલાલ ખીમચંદ શાહે તો સંવત ૧૯૭૨ ની સાલનો રિપોર્ટ અમદાવાદની કમીટી પાસે વાંચ્યો હતો, છતાં પણ છેક છેવટ સુધી કોન્ફરંસ ઓફિસને તે કમિટિ સંબંધી કંઇ પણ બાતમી મળી નહિ તેને સ્થાનકવાસી જૈન સમાજનું એક દુર્દૈવ જ ગણવું કે બીજું કંઈ?

★

## ૧૨.

# નવમું અધિવેશન : અજમેરમાં

[ તા. ૨૨-૨૩-૨૪ એપ્રિલ ૧૯૩૩ ]

અજમેરમાં આ બીજી વખતનું અધિવેશન હતું અને સાથોસાથ બૃહદ્ સાધુ સંમેલનની પણ યોજના હોવાથી બીજાં કોઈ અધિવેશનમાં થઇ હોય તેના કરતાં ઘણી વિશેષ સંખ્યાએ હાજરી આપી હતી. પ્રમુખ તરીકે શ્રી દુર્લભજી ઝવેરીના નાનપણના ગોઠીયા શ્રી હેમચંદ રામજીભાઈ મહેતાને શોધી કાઢયા હતા અને કોઇ રાજાને પણ ભાગ્યે જ મળે તેવું માન હાથીની અંબાડી પર ફેરવીને પ્રમુખને અપાયું હતું. જનસમાજને પ્રથમથી જ એ આશ્ચર્ય થયું હતું કે સ્થાનકવાસી જૈન સમાજ જેઓને અત્યાર લગી પીછાનતો નથી, જેઓની સ્થા. જૈન સમાજ પ્રત્યેની કોઈ પૂર્વ-સેવાઓ સુવિદિત નથી, તેવા પ્રમુખની વરણી કોઇ ચોક્કસ વ્યક્તિના પક્ષપાત વિના કેમ જ બને ? ગમે તેમ પણ તેમની તીખી કાર્યપદ્ધતિથી જનતાના એક વિભાગને ખેદજ્ઞ બનવું પડયું હતું; એટલું જ નહિ પણ લાલા જવાલાપ્રસાદજી જેવા સમાજસેવક અને સ્વાગત-પ્રમુખ પોતાના અવાજનું અને પોતાની માન્યતાઓનું અપમાન થતું જોઇ વિરોધરૂપે વોકઆઉટ કરી ચાલી ગયા હતા અને પછીની પરિષદની કોઈ બેઠકમાં હાજરી સુદ્ધાં આપી નહોતી. આવી વસ્તુસ્થિતિ હોવા છતાં પણ તેમની ગેર-હાજરી માટે ન તો પ્રમુખ મહાશય થોડાસા પણ સળવળ્યા કે ન તો પરિષદના મંત્રીઓએ કંઈ ફડફડાટ કર્યો. અને એ રીતે પ્રમુખશ્રીએ

તેમજ કાર્યવાહકોએ પરિષદના સ્વાગત-પ્રમુખની ગેરહાજરી સામે આંખ આડા કાન ધરી દઇ કોન્ફરંસનું નાવ હાંકયે જ રાખ્યું એ પણ આપણા સમાજની કામ કરવાની એક બલિહારી જ ગણવી કે બીજું કંઇ ?

આ અધિવેશનને એક 'જલસા'નું ઉપનામ આપવા જેવું છે. તેમાં કંઈ પણ સંગીન કાર્ય થયું નહોતું તેમ થવા માટે પદ્ધતિસરનો ઉહાપોહ પણ થવા પામ્યો નહોતો. પ્રમુખશ્રીનાં ભાષણમાં પણ વર્ષો થયાં ચાલતી આવતી જુની-પુરાણી વાતોનું જ સૂચન માત્ર હતું અને શૈલી કોઈ નિબંધ જેવી હતી, તેથી જનતા પર એવાં ભાષણની ખાસ અસર થવા પામી નહોતી. એક ઠરાવ વીરસંઘની યોજનાને લગતો હતો, પણ તે તો મુંબઈ અધિવેશનના ઠરાવનું પુનરાવર્તન જેવોજ હતો. બીજો એક ઠરાવ ત્રણે ફીરકાઓમાં એકસંપી કરાવવા બાબતનો હતો. કેમ જાણે કે એવા ઠરાવો કરવાથી સંપ થઇ જતો હોય ?

બૃહદ્ સાધુ સંમેલનની બેઠક પણ આ અધિવેશનની સાથોસાથ થઇ હતી, જે વખતે આપણા સ્થાનકવાસી જૈન મુનિઓના જે ૩૨ જુદા જુદા સંપ્રદાયો છે અને તેમાં મુનિઓની સંખ્યા ૪૬૩ અને આર્યાજીની સંખ્યા ૧૧૩૨ ની છે તે પૈકી ૨૬ સંપ્રદાયોના ૨૪૦ જેટલા મુનિઓએ અજમેરમાં હાજરી આપી હતી અને એ સંમેલન વખતે કેટલાક ઠરાવો કર્યા હતા. જે ઠરાવોનો થોડો સો પણ અમલ ન થાય તેવા ઠરાવોની સમાલોચના પણ કયા પ્રકારે લખવી ? તે ઉપરાંત એક પ્રશ્ને ખૂબ ઉહાપોહ મચાવ્યો હતો અને તે મુનિવરોથી લાઉડ સ્પીકરોનો ઉપયોગ થાય કે નહિ તે બાબતને લગતો હતો. શતાવધાની શ્રી રત્નચંદ્રજી, પંડિત અમોલખઋષિજી, કવિવર નાનચંદ્રજી, પંડિત શ્રી આત્મારામજી, પંડિત શ્રી ચોથમલજી વગેરે આગેવાન સાધુવર્યોએ લાઉડસ્પીકર પાસે પ્રવચન કર્યાં હતાં, જ્યારે પૂજ્ય શ્રી જવાહરલાલજી મહારાજે લાઉડસ્પીકરનો ઉપયોગ ન કરતાં

લાઉડસ્પીકરને જૈન સાધુના ઉપયોગ બહારની વસ્તુ તરીકે ગણાવી હતી. પરન્તુ તેઓ લાઉડસ્પીકરનો ઉપયોગ કરે એવો આગ્રહ શ્રોતા-વર્ગે કરવાથી તેઓ મંડપ છોડી ચાલી ગયા હતા. વિજ્ઞાનના આ જમાનામાં પણ આ પ્રશ્નનો નિવેડો કલમના એક ગોદાથી લાવી શકાય એમ નથી એમ મારૂં અધીન મંતવ્ય છે. સમસ્ત જૈનસમાજે-સાધુઓએ તેમજ શ્રાવકોએ–આ જમાનાને અનુકૂળ વિચારણા કરી લેવાનો વખત હવે આવી પહોંચ્યો છે એમ સમજી લેવું જોઈએ. લાઉડસ્પીકર કે એવી બીજી વસ્તુનો ઉપયોગ ન કરે તે જ ખરો સાધુ અને તેમ કરે તે સાધુ નહિ એવી જે વિઘાતક માન્યતા આજે ચોતરફ જનતામાં ફેલાવવામાં આવે છે તે પ્રગતિવિરોધી છે; અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવને અનુસરી સમયાનુકૂળ પ્રવૃત્તિ અપનાવી લેવામાં ડહાપણ અને ચતુર્વિધ શ્રી સંઘનું શ્રેય છે એ વાત તરફ જૈન સમાજનું ધ્યાન ખેંચવું જરૂરી છે.

આ સંમેલનમાં મૂંગા સમાજ સેવક શ્રી નથમલજી ચોરડીયાએ કન્યા ગુરૂકુળ સ્થાપવા માટે સિત્તેર હજારની સખાવત જાહેર કરી હતી તે ખરેખર અભિનંદનને પાત્ર હતી. બીજી નોંધવા જેવી વસ્તુઓ તે યુવક પરિષદ, શિક્ષણ પરિષદ અને મહિલા પરિષદ : એ ત્રણ સંમેલનો હતાં અને ત્યાં સમાજમાં ઉત્સાહ તેમજ પ્રેરણા આપે એવી કેટલીક સાચી વાતો કરવામાં આવી હતી.



## ૧૩

# દશમું અધિવેશન : ઘાટકોપરમાં

[ તા. ૧૧-૧૨-૧૩ એપ્રિલ ૧૯૪૧ ]

આઠ આઠ વર્ષના ગાળા પછી આ દશમું અધિવેશન ભરાવા પામ્યું હતું અને મુંબઈના એક પરામાં તે ભરાયું હોવાથી હાજરીની સંખ્યા સારી ગણાઇ હતી, કારણ કે મુંબઈમાં વસનારી પચરંગી પ્રજાએ તેમાં હાજરી આપી હતી અને તે બધાને તેમનાં ભિન્ન ભિન્ન વતનના પ્રતિનિધિ કે પ્રેક્ષક ગણવામાં આવ્યા હતા. બાકી કુલ સરવાળે જોતાં બહારગામથી આવનારાની સંખ્યા માંડમાંડ છસોથી સાતસો જેટલી હતી એમ અનુભવીઓનું કહેવું તેમજ માનવું હતું. કેટલાકોએ આ અધિવેશનને સફળ અધિવેશન તરીકે ઓળખાવ્યું છે અને તેનાં કારણો રજુ કર્યાં છે. એવા કારણોમાંનું મુખ્ય કારણ તરીકે આ અધિવેશનમાં થયેલ અર્ધા લાખ ઉપરાંતના ફંડને આગળ ધરવામાં આવે છે. વળી કોઇ કોઈ આ અધિવેશનની સફળતાનો અંક જુદા જુદા સંઘને વેચવા આપેલી પ્રતિનિધિ તેમજ પ્રેક્ષકોની ટિકિટોની સંખ્યા પરથી ઉતારે છે, પણ એવી ટિકિટો મોટી સંખ્યામાં જુદા જુદા ગામના સંઘને આપવામાં આવી હોય એ એક વસ્તુ છે અને તેમાં ય મોટા ભાગના સંઘોએ તો તે ટિકિટો વણવેચાયલી જાહેર કરીને કોન્ફરંસ ઓફિસને રજીસ્ટર્ડ પોષ્ટથી પરત કરી હોય તે બીજી વાત છે. એટલે એ દૃષ્ટિએ સફળતાને બતાવવાનું કાર્ય સામાન્ય અક્કલને ધોરણે મૂકવા જેવું ગણાય.

દશમ અધિવેશન, ઘાટકોપરના સ્વાગત પ્રમુખ,
ઘાટકોપર રાષ્ટ્રીયશાળાના મુખ્ય સહાયક અને દાનવીર



શેઠ ધનજીભાઈ દેવશી–ઘાટકોપર




દશમ અધિવેશન, ઘાટકોપરનું એક દૃશ્ય

સ્વાગતપ્રમુખ તેમજ પ્રમુખ એમ બન્નેનાં ભાષણો કોઈ વ્યાપારીને છાજે તેવાં છે. વ્યાપારીની દૃષ્ટિએ કરાયેલાં એ વ્યાખ્યાનો હોઈ તે પર કંઈ પણ ટીકા ટીપણી કરવી નકામી છે.

આ અધિવેશનમાં ઠરાવો તો ઘણા થયા છે, પણ હવે તેનો અમલ કેવો થાય છે તે જોવાનું રહે છે. લખાણની દૃષ્ટિએ તેમજ ભાષાની દૃષ્ટિએ જોઈએ તો ઠરાવો સુંદર છે એમ ભાગ્યેજ કહ્યા વગર ચાલે; પરન્તુ સમાજમાં જે શિથિલાચારના પોપડેપોપડા બાઝ્યા છે તે થોડે ઘણે અંશે પણ દૂર કરવામાં એ ઠરાવો કંઈ પણ કાર્યસાધક ન નીવડે તો ઠરાવો કર્યા તોયે ઠીક અને ઠરાવો ન કર્યા તોયે ઠીક. મહાવીર જયન્તિના ઠરાવ વિશે એક સૂચના કરવા જેવું એ છે કે, જ્યાં સુધી જૈન સમાજના ત્રણે ફીરકાઓ એક જ દિવસે મહાવીરજયન્તિનો તહેવાર ઉજવવાનું નક્કી ન કરી શકે ત્યાં સુધી તેને જાહેર તહેવાર તરીકે પાળવાની અરજ સરકારમાં કરવી કંઈ પણ કાર્યસાધક નીવડે નહિ.

સૌથી વધુ ધ્યાન ખેંચે એવો ઠરાવ નવાં બંધારણને લગતો છે અને એ લોકશાહી તંત્રની દૃષ્ટિએ ઘડાયું હોવાથી ઘણું જ આવકારપાત્ર ગણાશે એમ માનવામાં આવે છે. તે બંધારણને રજુ કરતી વખતે સબ્જેકટ કમિટિમાં તેમજ ખુલ્લી બેઠકમાં પણ ખૂબ જ ધમાલ થઈ પડી હતી. સભ્ય શ્રી બાબતનો એક વખત પસાર થઈ ગયેલો ઠરાવ શ્રી. હેમચંદભાઈ મહેતાની દરમિયાનગીરીએ પલટાતો જોઈ શ્રી. વનેચંદ દુર્લભજી ઝવેરી, શ્રી. ચીમ્મનસિંહજી લોઢા (તંત્રીઃ ઝલક) વગેરે સબ્જેકટ કમીટીમાંથી વોક આઉટ કરી ચાલી ગયા હતા. પણ પાછળથી શ્રી. ચીમનલાલ ચકુભાઈ, જટુભાઈ મહેતા વગેરેએ તેમને મનાવી લીધા હતા અને બંધારણ, વગર વિરોધે– ચૂપચાપ પસાર થયું હતું. વળી બીજી ચર્ચાઓમાં અમુક પ્રતિનિધિઓનું કહેવું એવું હતું કે કોન્ફરંસનું કાર્ય મંદગતિએ ચાલે છે

તેમાં સંચાલકોનો જ દોષ છે, જ્યારે સંચાલકોએ પોતાના હોદ્દાનાં રાજીનામાં આપવાની ઈંતેજારીપૂર્વક જણાવ્યું હતું કે અમારાથી બનતી બધી સેવા અમોને મળતા ફાજલ વખતમાં અમે કરીએ છીએ, છતાં પણ બીજા વધુ સેવાભાવી સેવકો મળતા હોય તો અમે ખસીને માર્ગ આપવા તૈયાર છીએ. છેવટે રાત્રિના ચાર વાગ્યા સુધી ખૂબજ ચર્ચા થયા પછી જુના કાર્યકરોએ જ એ કામ સંભાળવું એવું ઠરાવી એ કોન્ફરંસ બરખાસ્ત થઈ હતી.

આ અધિવેશનમાં કૉન્ફરન્સ હસ્તક ચાલતી પૂના બોર્ડિંગ માટે રૂા. પીસ્તાલીશ હજારનું, સ્ત્રીકેળવણી સહાયતામાં રૂા. સાત હજારનું અને જૈન ધાર્મિક શિક્ષણને અંગે સંસ્કારપ્રેરક પાઠ્ય પુસ્તકોની યોજના માટે આશરે રૂા. ત્રણ હજારનું ફંડ થવા પામ્યું હતું. તથા કોન્ફરન્સના નવા બંધારણ મુજબ વાર્ષિક એક રૂપીયાવાળા સભ્યો બનાવવાનું ઘણા પ્રાંતોના પ્રતિનિધિઓ તથા ગૃહસ્થોએ માથે લીધું હતું. તેમજ સ્વ. શતાવધાની શ્રી રત્નચંદ્રજી મ. તથા પંજાબ કેશરી પૂજ્યશ્રી કાશીરામજી મ. તથા પ્રવર્તક મુનિશ્રી તારાચંદ્રજી મ. વગેરેએ ઘાટકોપર મુકામે મળી વીર શ્રમણસંઘની જે યોજના ઘડી હતી તેને અમલમાં લાવવા શ્રમણસંઘની એક બેઠક કોઈ સુયોગ્ય કેન્દ્ર સ્થાનમાં મેળવવા માટે એક કમીટી, તથા વીર શ્રાવક સંઘની એક કમીટી તથા ધાર્મિક શિક્ષણ યોજના સંબંધી કમીટી નિયત કરવામાં આવી હતી.

આમ બંને દૃષ્ટિએ જોતાં આ અધિવેશન જેમ આ પહેલાં ઘણીવાર બન્યું છે તેમ ઠરાવો ઘડવાની અને યોજનાઓ વિચારવાની બાબતમાં તો કેટલેક અંશે સફળ થયેલું કોઈ કહે તો ના કહેવાય નહિ; પણ મેં ઉપર કહ્યું તેમ જ્યારે ઠરાવોને મૂર્ત સ્વરૂપ અપાશે, જ્યારે તે સક્રિય બનશે ત્યારે જ અધિવેશનની ઉપયોગિતા સિદ્ધ થશે અને ત્યારે જ સ્થા. જૈન સમાજનો વર્ષો થયા વિચારાતો પ્રગતિનો સવાલ ઉકેલાશે.

આ અધિવેશન પ્રસંગે 'સ્થા. જૈન યુવક પરિષદ' અને 'મહિલા પરિષદ' મળી હતી. જે એક નોંધવા જેવી બીના હતી.

***

## ૧૪
## ઉપસંહાર

અધિવેશનોની કથા આંહિ પૂરી થાય છે એમ કોઈ રખે સમજે. આ તો આપણા સમાજને કોન્ફરંસનો પૂરો પરિચય નથી એટલે તેવો કંઈક પરિચય થવા પામે એ પદ્ધતિએ આ પુસ્તિકા તૈયાર કરવામાં આવી છે, જેમાં બની શકે તે પ્રમાણમાં પ્રમુખોનાં ભાષણોમાંથી અને બીજાં વિવેચનોમાંથી જરૂર પૂરતા ઉતારા આપીને કોન્ફરંસની ઉપયોગિતા તરફ અંગુલિનિર્દેશ કરવા પ્રયાસ કરવામાં આવ્યો છે. બીજી દૃષ્ટિએ જોઈએ તો તેમાં ઇતિહાસની પ્રકૃતિએ ઇતિહાસ આપવામાં આવ્યો નથી. એવો ઈતિહાસ આપવાનો પ્રયત્ન હવે બીજા ખંડમાં આપવાની ખ્વાએશ છે. તેમાં કોન્ફરંસની ઉત્પત્તિથી આજ દિવસ સુધીની તેની પ્રવૃત્તિઓ પર એક 'ઊડતી નજર' ફેંકી સમાજને પ્રગતિ આપવા માટે કોન્ફરંસના સંચાલકોએ અને બીજા સેવકોએ કેવા કેવા પ્રયત્નો કર્યા તેનું વેધક બ્યાન આપવાની અભિલાષા છે. કોન્ફરંસ પ્રવૃત્તિઓમાં મુખ્ય 'મુંબઈ બોર્ડિંગ હાઉસ,' 'રતલામ જૈન ટ્રેનિંગ કોલેજ,' 'અજમેરની હુન્નરશાળા,' 'બાળાશ્રમ,' 'જૈનપ્રકાશ' ઈત્યાદિ છે અને એ પ્રવૃત્તિઓના પરિણામે સમાજને પ્રગતિ મળવા પામી છે કે સમાજ પાછો હઠયો છે તેનું તારણ કાઢવાનો પ્રયત્ન કરવામાં આવશે અને કોન્ફરંસની ચડતી–પડતીનો સાચો ઈતિહાસ એવા પ્રયત્ન દ્વારા જ સમજાવી શકાય એ સમજી શકાય તેવું છે.

---

# પ્રકાશકનું અંતિમ નિવેદન

મ્હારે આ પુસ્તકને અંગે કાંઇ પણ નિવેદન કરવાનું ન્હોતું, પરન્તુ છેક છેલ્લી ઘડીએ, લેખકબંધુની અને મ્હારા એક બે મિત્રની ઇચ્છાને માન આપી બે શબ્દ જનતા સમક્ષ મુકું તો તે અસ્થાને નહિં ગણાય.

કોન્ફરન્સના અત્યારસુધીનાં સઘળાં અધિવેશનોના ઇતિહાસનું આ પુસ્તક કહેવાયું છે ખરૂં, પણ ખરૂં જોતાં આ પુસ્તકમાં થઇ ગયેલા અધિવેશનો પર સમાજની ક્યાં ક્યાં ત્રુટીઓ હતી, સાચી પ્રગતિ માટે સમાજે એકસંપીથી રચનાત્મક અને સક્રિય કાર્ય કરવું જોઇએ એ જ પ્રેરણા મુખ્યત્વે આ પુસ્તકદ્વારા આપણને મળે છે; એટલે આને 'ઈતિહાસ' કહેવા કરતાં 'આપણાં કાર્યોની સમીક્ષા કે વિવેચન' કહેવું વધારે બંધ બેસતું થઇ પડશે.

જે પુસ્તકમાં કેવળ પ્રશસ્તિઓ જ માત્ર હોય છે. હિંમત, ઔદાર્ય, ઉણપ, કસોટી કે સંકટના બનાવો અને તેનાં પરિણામની સમાલોચના નથી હોતી તે પુસ્તકના વાચનથી જનસમાજ કંઇપણ પ્રેરણા મેળવી શકતો નથી, પણ ગૂમાવે છે. તેથી જે કોઇ ગુણગ્રાહી, ઉચ્ચ-ભાવનાશીલ અને સેવાપ્રેમી હશે તેજ તેમાંથી સારવસ્તુ ખેંચી શકશે, અને એવી સારવસ્તુ જનતાને સાંપડે; ટીકા દ્વારા મનુષ્ય પવિત્ર અને વિશુદ્ધ બને, અને પૂર્વ બનાવો નિહાળી ભવિષ્યમાં સાવધાનીપૂર્વક સમાજોન્નતિ કરવાની તક મેળવે; એ જ શુદ્ધાશયથી પ્રકટ કરાયેલું આ પુસ્તક જૈન સમાજને કર્તવ્યપંથે દોરવામાં પ્રેરણાત્મક બનો એજ માત્ર અભિલાષા.

લેખકબંધુની અકસ્માત માંદગી સબબ, પ્રકાશન જાહેર કરેલ મુદતથી ઘણું મોડું બહાર પડે છે તેથી, અને શીઘ્રતાને લીધે રહેવા પામેલ ભૂલો સંબંધી વાચકો દરગુજર કરશે.

અને ભૂતપૂર્વ રિપોર્ટો તથા બ્લોકો આપવાની ઉદારતા બતાવનાર કોન્ફરંસના વર્તમાન મંત્રી શ્રી. ટી. જી. શાહ અને મેનેજર શ્રી. હર્ષચંદ્ર કે. દોશીનો આભાર માન્યા વગર હું કેમ જ રહી શકું ??

—પ્રકાશક

# અગાઉથી ગ્રાહક થનારા ગૃહસ્થોના મુબારક નામ.

---

મુંબાઈ

૫૧ શ્રી ચંદુલાલ ગુલાબચંદ દેશાઈ
૧ શા જગજીવન દેવસીભાઈ
૧ શા તલકશી ઝવેરચંદ
૧ શ્રી ધીરજલાલ મોતીચંદ
૨ મોહનલાલ જેઠાલાલ ઉદાણી
૧ રાયચંદ જગજીવન પારેખ

જેતપુર

૨ બોધાભાઇ સ્થાનક ભંડાર
૨ લીંબડી સ્થાનક ભંડાર
૨ નાથાલાલ ઝવેરચંદ કામદાર
૨ તલકચંદ દેવજી શાહ
૨ ભાઈચંદ જશરાજ અજમેરા
૧ રેવાશંકર મંગળજી કામદાર
૧ વછરાજ ધરમશી
૧ જેઠાલાલ વસનજી
૧ બેન નવલ પરમાણુંદ
૧ વછરાજ લક્ષ્મીચંદ
૧ લક્ષ્મીચંદ હીરાચંદ શાહ
૧ જેચંદ કાલિદાસ ગાંધી
૧ જેઠા મુળજી—ધ્રાફા
હા. શામળજી હરજીવન
૧ રાયચંદ દેવચંદ
૧ ચુનિલાલ અભેચંદ ઉદાણી
૧ અમૃતલાલ હરજીવન
૧ જગજીવન દેવરાજ
૧ પ્રભુદાસ કહાનદાસ પારેખ
૧ વનમાળી પરસોત્તમ શેઠ
૧ માણેકચંદ દયાળ દલાલ
૧ કરસનજી દામજી
૧ નેમચંદ કચરા શેઠ
૧ જીવરાજ વર્ધમાન વકીલ
૧ દલપતરામ અભેચંદ કોઠારી
૧ પરમાણુંદ જગજીવન દેશાઈ
૧ જેઠા બેચર મોચી
૧ ભગવાનજી જેચંદ કામદાર
૧ નૌતમલાલ છગનલાલ મહેતા
૧ પ્રાણશંકર જગન્નાથ શેઠ
૧ મૂળશંકર જગન્નાથ શેઠ
૧ પ્રાગજી મુળજી
૧ ભાઈચંદ અમરશી ગાંધી
૧ દામોદર દેવરાજ
૧ ભાઈચંદ જુઠાભાઇ
૧ ન્યાલચંદ નરભેરામ વિપાણી
૧ ગવરીશંકર અવચળ
૧ ગવરીશંકર કાળાની દીકરી
બેન નરભેકુંવર
૧ રતિલાલ રાઘવજી
૧ ભગવાનજી વેલજી વોરા
૧ હંસરાજ જેરામ દોશી

૧ ભીમજી કાળા
૧ લક્ષ્મીચંદ રણુછોડ
૧ અમરશી ઝીણા મોદી
૧ ભવાન્ કાળા
૧ જેચંદ વર્ધમાન કોઠારી
૧ જીવરાજ દેવચંદ કામદાર
૧ ભગવાનજી ફુલચંદ
૧ જેરામ વિઠલ ખત્રી
૧ ગવરીશંકર નરભેરામ દોશી
૧ મુળજી ઝવેરચંદ
૧ હંસરાજ ઝવેરચંદ
૧ ક્રીપાશંકર શીવલાલ મોદી
૧ મયાચંદ મુળચંદ પારેખ

### અમદાવાદ

૨ શા વાડીલાલ ડાહ્યાભાઈ
૨ શા ચીમનલાલ છગનલાલ
૨ ચંદુલાલ શીવલાલ સંઘવી
૨ શેઠ વસ્તીમલજી ભેરૂમલજી
૨ મોતીચંદ ધારશીભાઈ દોશી
૧ શા લાલચંદ ફુલચંદ (ડોળીયા)
૧ ગો. મણીલાલ તલકશી ,,
૧ મનુભાઇ હીરાચંદ સંઘાણી
૧ શા દેવચંદભાઈ કુંવરજી
૧ કેશવલાલ પાનાચંદ પટેલ (મીઠાખળી)
૧ છીપાપોળ સ્થા. જૈનશાળા
૧ શા ગીરધરલાલ મહાસુખરામ
૧ શા લહેરાભાઈ ઉમેદરામ
૧ શા તલકચંદ ખીમચંદ
૧ શા ભુરાભાઈ પ્રભુદાસ
૧ શા મગનલાલ કસ્તુરચંદ

### રાજકોટ

૪ શેઠ ચુનીલાલ નાગજી વોરા
૨ વકીલ હરખચંદ જેઠાભાઈ ખંઢેરીયા
૧ સોભાગચંદ મનસુખ અજમેરા (ગુરૂકુળ પા.)
૧ નકાભાઈ સ્થા. જૈનશાળા
૧ શ્રી સ્થા જૈન મોટા સંઘ

### સાણંદ

૪ સંઘવી અંબાલાલ ત્રીકમલાલ
૧ શા ચુનીલાલ માવજી
૧ શા શકરચંદ લલ્લુભાઈ
૧ શા હીરાચંદ છગનલાલ

## પરચુરણ

૧ શા. વનમાળી કેશવજી બીલખા, ૧ ગણેશમલ વિજયમલ કુંભટ જોધપુર, ૧ દોશી લાલચંદ ટોકરશી ખામગામ, ૧ નરભેરામ દેવચંદ બગસરા, ૩ શા. પ્રેમચંદ વસનજી વેરાવળ, ૫ શા. પ્રેમચંદ તારાચંદ બોટાદ, ૨ શા. વલ્યમ ધનજીભાઇ કંથારીયા, ૧ દોશી દેવચંદ હરખચંદ ઉપલેટા, ૧ મોતીલાલજી સૂરાના અમૃતસર, ૧ શેઠ

ચીમનલાલ પોપટલાલ ઘાટકોપર, ૧ શ્રી. કપુરચંદ રૂપશીભાઈ ઘાટકોપર, ૧ શેઠ શામજી મંગળજી જમશેદપુર, ૧ દોશી ઝવેરચંદ વલ્લભજી જમશેદપુર, ૧ દશાશ્રીમાળી સ્થા. જૈન સંઘ જમશેદપુર. ૧ મનસુખલાલ માધવજી કરાંચી, ૧ શા. જેઠાલાલ કુંવરજી કરાંચી, ૧ શા. લાલજી સુંદરજી કરાંચી, ૨ મણીલાલ લાલજી ધ્રોળ, ૧ શાંતિલાલ મુળજી ગાંધી ઊંઝા. ૧ ઓધવજી ગીગાભાઈ સાયણ, ૧ નરભેરામ ડાહ્યાભાઈ કુંબાકોનમ, ૧ ઘાટલીયા જમનાદાસ નથુભાઈ જામનગર, ૧ રણછોડલાલ પ્રભુલાલ કોઠારી જામનગર, ૧ માનસિંગ મંગળજી મહેતા જામનગર, ૧ વનેચંદભાઇ દુર્લભજી ઝવેરી જયપુર, ૧ સરૂપચંદજી માણેકચંદજી ભંડારી ઈંદોર, ૧ અમોલખચંદજી હેમરાજજી સુરાણા રામપુરા, ૧ હરીલાલ ડાહ્યાભાઇ નીકાવા, ૧ કેશવલાલ એચ. મોદી જળગામ, ૧ નારાયણદાસ રામચંદ પનવેલ. ૧ સરૂપચંદ કિસ્તુરચંદ મુણોત બાંબોરી, ૧ અમૃતલાલ રતનશી કુસુન્દા, ૨ વીરપાળ પરસોતમ દોમડીયા કલકત્તા, ૧ પ્રાણલાલ ઘેલાચંદ લખતર, ૧ જગજીવનદાસ ડામરસી લખતર, ૧ રમણીકલાલ નંદલાલ તલસાણીયા લખતર, ૪ ગીરજાશંકર મોનજી ઉદાણી ભોજુડી. ૧ વસંતલાલ નારણજી સંઘવી યાવનઘી (બર્મા) ૩ શા. લાલજી તેજુ કચ્છકપાયા. ૨ કમાણી ગીરધરલાલ ગોવિંદજી રાણપુર ( ભેસાણ ) ૧ પા. ચુનીલાલ નાથાલાલ ખંભાત, ૧ કોઠારી ભીજમશી ડુંગરસી લોધીકા, ૧ સંઘવી ભગવાનજી ભાઈચંદ વાંકાનેર, ૧ પટેલ ફતેચંદ હરજીવન બેરમો, ૧ મહેતા છગનલાલ મોરારજી સુલતાનપુર, ૧ શેઠ હીરાચંદજી ખેતાજી પૂના, ૧ શેઠ ચુનીલાલજી જશરાજજી પૂના, ૧ ગુલરાજજી સંતોકચંદ કાવેડીયા પૂના, ૨ ભાઈચંદ દેવચંદ બરવાળા, ૧ છબીલાલ ચુનીલાલ ડેલીવાલા બરવાળા, ૧ વોરા જશરાજ કરસન નીંગાલા, ૧ અમૃતલાલ જેરામભાઇ વારીયા કમ્પાલા, ૧ શેઠ ઘેલાભાઈ નાનજી જલગાંવ, ૧ આત્માનંદ જૈન ગુરૂકુળ ગુજરાનવાલા ૧ વર્ધમાન જૈન સાધુમાર્ગી પુસ્તકાલય નાગોર, ૧ માણેકચંદ મૂળજી મહેતા ખીલોસ ૧ મોદી નેમચંદ શવજી લાલપુર, ૧ સંતોષચંદ્ર જૈન શિવપુરી, ૧ શ્રીમતી નથીયાબાઇ ધર્મપત્ની શ્રી. શેઠ અમરચંદજી કોઠારી ભોપાલ, ૧ શા. મોહનલાલ કેશવજી દામનગર, ૧ શેઠ

વીરજીભાઈ ડાહ્યાભાઇ સમાધોયા, ૧ શેઠ ડુંગરશી ડાહ્યાભાઈ સમાધોયા, ૧ ગો. મનમોહનદાસ કપૂરચંદ પોરબંદર, ૧ શા. હીરાલાલ શામળદાસ વણુછરા, ૨ શ્રી હિતેચ્છુ શ્રાવકમંડળ રતલામ, ૧ રા. રા. મણીભાઈ બી. મહેતા ( પ્રે. સ્ટે. કા. ) વઢવાણુ શહેર, ૧ શ્રી. રતનલાલ ડોસી સૈલાના, ૧ શેઠ નૈનમલ કેસરીમલ જાલોર, ૧ શેઠ હજારીમલ મોતીલાલ પાંઢારકવડા.

## જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામીના નામની સૌરાષ્ટ્રમાં ચાલતી સંસ્થાઓ

| | | |
|---|---|---|
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક લાઇબ્રેરી | જુનાગઢ |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક ગિરાસીયા હોસ્ટેલ લાયબ્રેરી | વઢવાણુ |
| ૧ | શ્રી લવજી સ્વામી જૈન ફ્રી લાઇબ્રેરી | ચોટીલા |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્થાનકવાસી જૈન પુસ્તકાલય | ચોટીલા |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | ચુડા |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઈબ્રેરી | ખીરસરા |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | જામકન્ડોરણા |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | જામનગર—હાપા |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | રાજપરા |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | આણંદપુર |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | ભાડલા |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | સેજકપુર |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઈબ્રેરી | ધાંધલપુર |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | રામપુરા |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | અંકેવાલીયા |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | ખોડુ |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | ખાટડી |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઈબ્રેરી | દેદાદરા |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | વસતડી |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | કચ્છ—અંજાર |
| ૧ | શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | ભડકવા |
| ૧ | શ્રી પાનાચંદ્રજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | ચણાકા |

## હાલ મળી શકતાં અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| ભાવના શતક | ૧–૪–૦ |
| જૈનાગમ કથાકોષ | ૧–૪–૦ |
| જૈન સાહિત્યની કથાઓ ભા. ૧–૨ | ૦-૧૦-૦ |
| વીરભાણુ ઉદયભાણુ ચરિત્ર | ૦–૭–૦ |
| લોંકાશાહ મત સમર્થન | ૦–૮–૦ |
| સ્થાનકવાસી જૈન ઇતિહાસ | ૦–૬–૦ |
| ધર્મપ્રાણ લોંકાશાહ | ૦–૬–૦ |
| દ્રૌપદીની ચર્ચા | ૦–૪–૦ |
| સમ્યક્ સંદેશ | ૦–૪–૦ |
| શ્રીમદ્ રાજચંદ્ર વિચાર નિરીક્ષણ | ૦-૧૦-૦ |
| હિંદી જૈન સ્તુતિ | ૦–૮–૦ |
| સોનગઢી સિદ્ધાંત પર એક દૃષ્ટિ | ૦–૪–૦ |
| સાહિત્ય સાગરનાં મોતી | ૦–૪–૦ |
| જૈન થોક સંગ્રહ | ૦–૫–૦ |
| જૈન સંવાદ રત્નમાળા | ૦–૬–૦ |
| પર્યુષણપર્વનાં વ્યાખ્યાનો (વર્ષ ૪થું) | ૦–૪–૦ |

આ સિવાયનાં અમારાં કેટલાક પ્રકાશનોની બીજી આવૃત્તિ કાઢવાનો વિચાર ચાલી રહ્યો છે. આ કાર્યાલયમાં જૈનધર્મને લગતાં તમામ જાતના પુસ્તકો તથા સૂત્રો-ટીકાવાળાં આગમો વગેરે ફાયદેથી મળે છે. વધુ માટે સૂચિપત્ર મંગાવવું.

પત્રવ્યવહાર:—

**સ્થાનકવાસી જૈન કાર્યાલય**

પંચભાઈની પોળ, અમદાવાદ

કોન્ફરન્સના હાલના રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓ



રા. બ. શ્રી. મોતીલાલજી મુથા—સતારા



વૃજલાલ ખીમચંદ શાહ—મુંબાઇ
સોલીસીટર

## કોન્ફરન્સના હાલના રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓ



રા. બ. શ્રી. મોતીલાલજી મુથા—સતારા



વૃજલાલ ખીમચંદ શાહ—મુંબાઇ
સોલીસીટર